મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી ભાષાનું વ્યાકરણ.


રચનાર,

સ્વ. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ,

બી. એ., બી. એસસી.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,

નાણાવટ—સુરત.





આવૃત્તિ પાંચમી. પ્રત ૨૦,૦૦૦.

ઇ. સ. ૧૯૧૮.




કિં. ૦—૩—૦

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

રચનાર,

સ્વ. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ,
બી. એ., બી. એસસી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,
નાણાવટ—સુરત.



આવૃત્તિ પાંચમી. પ્રત ૨૦,૦૦૦.

ઇ. સ. ૧૯૧૮.



કિં. ૦-૩-૦

# પ્રસ્તાવના.



મે. હોપ સાહેબે બનાવેલા 'ગુજરાતી ભાષાના વ્યાકરણ'ને બદલે વ્યાકરણ શીખવવાની નવીન પદ્ધતિ અનુસાર ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ઉપયોગી થઈ પડે એવું એક નવું વ્યાકરણ રચાવવાની મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતાને જરૂર જણાયાથી, નવીન પદ્ધતિસર એક નાનું વ્યાકરણ લખવાની એક સંપૂર્ણ યોજના તૈયાર કરી રજુ કરવાનું મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેકટર સાહેબે પ્રે. ટ્રે. કૉલેજના પ્રિન્સિપલ મે. કમળાશંકરભાઈને ફરમાવ્યું. આ ઉપરથી તેમણે વિષયવાર એક સંપૂર્ણ યોજના ઘડી કાઢી, મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેકટર સાહેબને રજુ કરી. આ યોજના તેઓ સાહેબને પસંદ પડી, અને તેને અનુસરી એક નાનું ગુજરાતી ભાષાનું વ્યાકરણ લખવાનું કામ મે. કમળાશંકરભાઈના ભલામણ ઉપરથી મને સોંપવામાં આવ્યું.

મે. કમળાશંકરભાઈની સંપૂર્ણ મદદ અને સૂચનાથીજ આ વ્યાકરણ રચવા હું શક્તિમાન થયો છું.

આ નવીન વ્યાકરણ લખવામાં **ગુજરાતશાળાપત્રમાં** આવેલા વિદ્વત્તાભરેલા અને વ્યાકરણને લગતા મનન કરવા યોગ્ય લેખોનો મેં સંપૂર્ણ છૂટથી ઉપયોગ કર્યો છે. આ બધા લેખોનો ઉપયોગ કરવા દેવા સારૂ પણ પ્રે. રા. ટ્રે. કૉલેજના પ્રિન્સિપલ અને ગુજરાતશાળાપત્રના તન્ત્રી મે. કમળાશંકરભાઈનો જાહેર રીતે ઉપકાર માનવાની આ અમૂલ્ય તક મારે ગુમાવવી જોઈએ નહિ.

**અમદાવાદ.**
પ્રે. રા. ટ્રે. કૉલેજ ક્વાર્ટર્સ.
૧૯૧૦



**ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.**

# અનુક્રમણિકા.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૫ | વપરાય | વપરાય છે. |
| ૪ | ૧૭ | વ | વ્ |
| ૯ | ૨૫ | પડે | પંડે |
| ૧૪ | ૧૧ | પહેલી | પહેલી વિભક્તિ |
| ૨૧ | ૨ | પડેશે, | પડશે, |
| ૨૨ | ૧૫ | 'લખું છું,' | 'હું લખું છું,' |
| ૨૩ | ૧૨ | 'કરૂં છું,' | 'હું કરૂં છું,' |
| ૩૨ | ૩ | એટલે વધારો | વધારો |
| ૪૧ | (બીજા ખાનામાં) | ક્રિયાવિશેષણ વાક્ય | ક્રિયાવિશેષણવાક્ય |
| ૪૩ | ૨૫ | પાંચમી | પાંચમી વિભક્તિ |
| ૪૬ | ૨૫ | ઉપરની | ઉપરથી |

# ગુજરાતી ભાષાનું વ્યાકરણ.



**વાક્ય:**—'ગાય ચરે છે,' 'બેન રડે છે,' આમ બોલવાથી બોલવાનો અર્થ પુરેપુરો સમજાય છે; પરન્તુ 'બેન ચોપડી,' 'બાપા ઘરમાં,' 'માને જોઈને,' એ પ્રમાણે બોલવાથી બોલવાની મતલબ પુરી સમજાતી નથી. અધુરો અર્થ પુરો કરવા કંઈક નીચે મુજબ બોલાય:—

'બેન ચોપડી વાંચે છે.'

'બાપા ઘરમાં નથી.'

'માને જોઈને બાળક હરખાય છે.'

વળી 'બેસો,' 'આવજે,' એમ એક શબ્દ બોલવાથી પણ કહેવાની મતલબ પુરી સમજાય છે.

**એક કે એકથી વધારે શબ્દ વડે કહેવાનો પુરેપુરો અર્થ સમજી શકાય, ત્યારે તે શબ્દ કે શબ્દોને વાક્ય કહે છે.**

**વાક્યના બે ભાગ:**—'શિક્ષક આવ્યા' 'બિલાડીએ ઉંદર પકડ્યો,' આ વાક્યોમાં કોને માટે કહેવામાં આવ્યું છે? 'શિક્ષક' અને 'બિલાડી'ને માટે. શું કહેવામાં આવ્યું છે? 'આવ્યા' અને 'ઉંદર પકડ્યો.' કોઈ પણ વાક્યના બે ભાગ થાય છે:—**જેને માટે કહેવામાં આવ્યું હોય તે એક ભાગ, અને જે કંઈ કહેવામાં આવ્યું હોય તે બીજો ભાગ.** જેમકે:—

| વાક્ય. | કોને માટે (ઉદ્દેશ્ય*). | શું કહ્યું (વિધેય*). |
|---|---|---|
| ૧. ઝાડ પડ્યું. | ઝાડ. | પડ્યું. |
| ૨. છોકરો ઊંઘે છે. | છોકરો. | ઊંઘે છે. |
| ૩. કુતરો રોટલો ખાય છે. | કુતરો. | રોટલો ખાય છે. |

---

† 'વ્યાકરણ' શબ્દનો અર્થ એવો છે, કે **व्याक्रियन्ते शब्दा अनेनेति व्याकरणम्** એટલે જે વડે શબ્દોનું સ્પષ્ટીકરણ થાય તે વ્યાકરણ. અર્થાત્ પ્રકૃતિપ્રત્યયના વિભાગ દર્શાવી શબ્દોની વ્યુત્પત્તિ જેમાં આપી હોય, તથા શુદ્ધ શબ્દોમાં જોવામાં આવતા નિયમો તેમજ તે શબ્દોનું વર્ગીકરણ, પ્રકાર, ઇત્યાદિ વિષયો પર જેમાં ચર્ચા કરી હોય તે 'વ્યાકરણ.'

* આ શબ્દો શરૂઆતમાં શીખવવા નહિ. તેમનો ખુલાસો આગળ ઉપર આવશે.

**નામ:**—જેને માટે કંઈ કહેવામાં આવે છે, તેનું કંઈક નામ પાડેલું હોય છે. નામ પાડવાથી પ્રાણી, પદાર્થ, ગુણ, ક્રિયા, વગેરે ઓળખાય છે. જેમકે:—'**માણસ** જાય છે,' '**મગનલાલ** દોડે છે,' '**ઝાડ** પડે છે,' '**લાકડું** બળે છે,' '**બળ** થોડું છે,' '**ગળપણ** ઘણું છે,' '**રમત** પુરી થઈ,' એ વાક્યોમાં '**માણસ**,' '**મગનલાલ**,' '**ઝાડ**,' '**લાકડું**,' '**બળ**,' '**ગળપણ**,' અને '**રમત**,' એ શબ્દો નામ છે. આમાં '**માણસ**' ને '**મગનલાલ**,' એ પ્રાણીનાં નામ છે; '**ઝાડ**' અને '**લાકડું**,' એ પદાર્થનાં નામ છે; '**બળ**' ને '**ગળપણ**,' એ ગુણનાં નામ છે; અને '**રમત**' એ ક્રિયાનું નામ છે.

**જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ, ગુણ, ક્રિયા, વગેરે ઓળખાય છે તે શબ્દને નામ કહે છે.**

**ક્રિયાપદ:**—'ઘોડો **દોડે છે**,' આ વાક્યમાં ઘોડાને માટે '**દોડે છે**' એમ કહ્યું છે. ઘોડો કંઈ કામ કે ક્રિયા કરે છે. '**દોડે છે**' એ શબ્દથી આ ક્રિયા સમજાય છે.

**જે પદ કે શબ્દથી કોઈ પણ જાતની ક્રિયા બતાવાય છે તે પદ કે શબ્દને ક્રિયાપદ કહે છે. ક્રિયાપદ એટલે ક્રિયા બતાવનારો શબ્દ.**

**ક્રિયાપૂરક:**—'રામે માર્યો,' 'વાઘે ફાડી ખાધું,' 'સુથાર બનાવે છે,' 'વિક્રમ થયો,' આ પ્રમાણે બોલવાથી આ વાક્યોમાં થતી ક્રિયાના પુરેપુરા અર્થ સમજી શકાતા નથી. અધુરા અર્થ પુરા કરવા વાક્યોની અંદર બીજા શબ્દો ઉમેરવાની જરૂર છે. જેમકે:—

'રામે **રાવણને** માર્યો.'
'વાઘે **હરણને** ફાડી ખાધું.'
'સુથાર **મેજ** બનાવે છે.'
'વિક્રમ **રાજા** થયો.'

આ પ્રમાણે બોલવાથી ક્રિયાના અર્થ બરાબર સમજાય છે. **'શાવણુ,' 'હુસણુ,' 'મેજ,'** અને **'રાજા,'** એ શબ્દો ક્રિયાના અધુરા અર્થ પુરા કરે છે. આ શબ્દો નામ છે. તેઓ **ક્રિયાપૂરક*** કહેવાય છે.

---

## અક્ષરવિચાર.

**શબ્દ અને અક્ષર:**—'બેસો,' 'કબુતર ઊડયું,' 'પોપટે મરચું ખાધું,' 'આ અમારી નિશાળ છે,' આ વાક્યો તપાસતાં જણાશે કે તેમાં એક કે એકથી વધારે **શબ્દો** આવેલા છે. પહેલા વાક્યમાં એક, બીજામાં બે, ત્રીજામાં ત્રણ, અને ચોથામાં ચાર છે. હવે 'બેસો' એ **શબ્દમાં** 'બે' અને 'સો' એવા બે **અક્ષર** છે, અને તેજ પ્રમાણે 'પોપટ'માં 'પો,' 'પ,' અને 'ટ,' મળી ત્રણ અને 'અમદાવાદ'માં પાંચ અક્ષરો આવે છે. 'છો,' 'જૂ,' વગેરે શબ્દ માત્ર એકજ અક્ષરના બનેલા છે. **કોઈ પણ શબ્દ એક કે એકથી વધારે અક્ષરનો બનેલો હોય છે.**

---

### સ્વર.

'અમદાવાદ' શબ્દ લો. આ શબ્દમાં પહેલા અક્ષરનો એટલે '**અ**'નો ઉચ્ચાર એની મેળે કે આપોઆપ થઈ શકે છે. આજ પ્રમાણે **'આ,'** 'ઇ,' 'ઈ,' 'ઉ,' **'ઊ,' 'ઋ,' 'ૠ,'** 'ઌ,' **'એ,' 'ઐ,' 'ઓ,'** અને **'ઔ'**ના ઉચ્ચાર પણ આપોઆપ થાય છે. એ અક્ષરોના ઉચ્ચાર કરવામાં બીજા કોઈ પણ અક્ષરની મદદ લેવી પડતી નથી. આ બધા અક્ષરને **સ્વર** કહે છે.

**હ્રસ્વ સ્વર:**—જેનો ઉચ્ચાર હ્રસ્વ એટલે ટુંકો છે એવા સ્વર:—

અ, ઇ, ઉ, ઋ, અને ઌ.

**દીર્ઘ સ્વર:**—જેનો ઉચ્ચાર દીર્ઘ એટલે લાંબો છે એવા સ્વર:—

આ, ઈ, ઊ, ૠ, એ, ઐ, ઓ, ઔ.

ૠ ને ઌ ગુજરાતી ભાષામાં વપરાતા નથી, સંસ્કૃતમાં વપરાય છે.

---

* નામ સિવાયના બીજા શબ્દો પણ ક્રિયાપૂરક તરીકે આવે છે, પણ તેનું વિવેચન આગળ ઉપર આવશે.

## વ્યંજન.

'અમદાવાદ'નો ઉચ્ચાર કરતાં 'અ'નો ઉચ્ચાર કોઈ પણ અક્ષરની મદદ લીધા વિના થઈ શકે છે; પરન્તુ તેજ શબ્દના બીજા અક્ષર 'મ'નો ઉચ્ચાર કરતાં 'મ્'ની સાથે 'અ' ભેળવીશું તોજ 'મ' એવો ઉચ્ચાર થશે. તેવીજ રીતે બીજા અક્ષરો 'દા', 'વા', અને 'દ'નું સમજવું.

**જે અક્ષરોના ઉચ્ચાર કરતાં કોઈ પણ સ્વરની મદદ લેવી પડે છે–એટલે જે અક્ષરોના ઉચ્ચાર કરવા માટે તેમની સાથે કંઈક વિશેષ આંજવું કે મેળવવું પડે છે તેમને વ્યંજન કહે છે.**

કૂલ વ્યંજન નીચે મુજબ છે:—

ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, અને ળ્.

'ક્'થી માંડી 'ઙ્' સુધીનાં વ્યંજનો અને 'હ્' કંઠ કે ગળાથી બોલાય છે. 'ચ્'થી 'ઞ્' સુધીનાં વ્યંજનો અને 'ય્' ને 'શ્' તાળવાથી, 'ટ્'થી 'ણ્' સુધીનાં વ્યંજનો અને 'ર્', 'ષ્', 'ળ્' મૂર્ધાથી, 'ત્'થી 'ન્' સુધીનાં વ્યંજનો અને 'લ્' તથા 'સ્' દાંતથી, 'પ્'થી 'મ્' સુધીનાં વ્યંજનો હોઠથી, અને 'વ્' દાંત તથા હોઠથી બોલાય છે. આમ હોવાથી આ સ્થાનો પ્રમાણે વ્યંજનોના નીચે મુજબ વર્ગ પાડવામાં આવ્યા છે:—

| વ્યંજનો. | વર્ગ. |
|---|---|
| ૧. કવર્ગ (ક્, ખ્, ગ્, ઘ્, ઙ્) તથા હ્........ | કંઠસ્થાની. |
| ૨. ચવર્ગ (ચ્, છ્, જ્, ઝ્, ઞ્) તથા ય્ અને શ્ | તાલુસ્થાની. |
| ૩. ટવર્ગ (ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્) તથા ર્, ષ્, અને ળ્ | મૂર્ધસ્થાની. |
| ૪. તવર્ગ (ત્, થ્, દ્, ધ્, ન્) તથા સ્ અને લ્ | દંતસ્થાની. |
| ૫. પવર્ગ (પ્, ફ્, બ્, ભ્, મ્)................ | ઓષ્ઠસ્થાની. |
| ૬. વ્.................................. | દંતોષ્ઠસ્થાની. |

## અર્ધસ્વર.

'ય્', 'ર્', 'લ્', અને 'વ્'ના ઉચ્ચાર કંઈક સ્વર જેવા થાય છે, માટે તે **અર્ધસ્વર** કહેવાય છે.

# બારાખડી.

| | |
|---|---|
| ૧. ક્ + અ = ક. | ૬. ક્ + ઊ = કૂ. |
| ૨. ક્ + આ = કા. | ૭. ક્ + એ = કે. |
| ૩. ક્ + ઇ = કિ. | ૮. ક્ + ઐ = કૈ. |
| ૪. ક્ + ઈ = કી. | ૯. ક્ + ઓ = કો. |
| ૫. ક્ + ઉ = કુ. | ૧૦. ક્ + ઔ = કૌ. |

ઉપર બતાવ્યા મુજબ દસ અક્ષર થયા. તેમાં ‘ કં ’ અને ‘ કઃ ’ ઉમેરવાથી કૂલ બાર થાય. એ બધા મળી **બાર અક્ષર** થયા, માટે તેને **બારાક્ષરી** કે **બારાખડી** કહે છે.

બારાખડી લખવામાં વ્યંજનની સાથે સ્વરો નહિ, પણ તેમની અમુક અમુક નિશાનીઓજ જોડી દેવામાં આવે છે; અને વ્યંજનની નીચેનું ચિહ્ન કાઢી નાખવામાં આવે છે. નીચે સ્વરોના સામે નિશાનીઓ અને તેનાં નામો આપેલાં છે.

| સ્વર. | નિશાની. | નિશાનીનું નામ. |
|---|---|---|
| અ. | નથી. | નથી. |

( માટે બારાખડીમાં ‘ ક ’ ને ક્ઈ નહિ ‘ ક ’ કહેવાય છે. )

| | | |
|---|---|---|
| આ. | ા | કાનો. |
| ઇ. | િ | હ્રસ્વ અજનુ. |
| ઈ. | ી | દીર્ઘ અજનુ. |
| ઉ. | ુ | હ્રસ્વ વરડું. |
| ઊ. | ૂ | દીર્ઘ વરડું. |
| એ. | ે | એક માત્રા. |
| ઐ. | ૈ | બે માત્રા. |
| ઓ. | ો | કાનો માત્રા. |
| ઔ. | ૌ | કાનો બે માત્રા. |
| અં. | ં | અનુસ્વાર. |
| અઃ | ઃ | વિસર્ગ. |

**અનુસ્વાર:**—સ્વર ઉપર (જેમકે, 'અં,' 'ઈં' 'ઉં,' વગેરેમાં) જે (٠) આવું ટપકું મૂકવામાં આવે છે તેને **અનુસ્વાર** (સ્વરની પાછળ બોલાય છે માટે) કહે છે.

**વિસર્ગ:**—સ્વર પછી (જેમકે, 'અ:' વગેરેમાં) જે (:) આવાં બે ટપકાં મૂકવામાં આવે છે તેમને **વિસર્ગ** કહે છે. આ ટપકાં ઉમેરવાથી અક્ષરનો ઉચ્ચાર છાતીમાંથી બહાર ફેંકાઈ જતો હોય તેવો એટલે કંઈક 'હ્' જેવો થાય છે.

**જોડાક્ષર:**—'પ્ર,' એ 'પ્,' અને 'ર્,'નો બનેલો છે. 'ત્ર'માં 'ત્,' અને 'ર્,' છે. તેવીજ રીતે 'ક્ષ'માં 'ક્' + 'ષ્,' અને 'જ્ઞ'માં 'જ્' + ઞ્ છે. 'સ્ત્ર'માં 'સ્' + 'ત્' + 'ર્' છે.

**બે કે બેથી વધારે વ્યંજનો સાથે આવી તેમનો એકજ અક્ષર બને છે, ત્યારે તે અક્ષરને જોડાક્ષર કહે છે.**

**અલ્પપ્રાણ:**—ક્, ચ્, ટ્, ત્, પ્, વગેરે કેટલાંક વ્યંજનોના ઉચ્ચાર કરતાં માલમ પડશે, કે તેમના ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ જોઈએ છે. આ કારણથી નીચેનાં વ્યંજનો **અલ્પપ્રાણ** કહેવાય છે:—

ક્, ચ્, ટ્, ત્, પ્; ગ્, જ્, ડ્, દ્, બ્; ય્, ર્, લ્, વ્, ળ્; ઙ્, ઞ્, ણ્, ન્, મ્.

**મહાપ્રાણ:**—ખ્, છ્, ઠ્, વગેરે કેટલાંક વ્યંજનોના ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ જોઈએ છે, માટે તેવાં વ્યંજનોને **મહાપ્રાણ** કહે છે. નીચેનાં વ્યંજનો મહાપ્રાણ છે:—

ખ્, છ્, ઠ્, થ્, ફ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; શ્, ષ્, સ્, હ્.

**ઘોષ:**—ગ્, જ્, ડ્, દ્, બ્, વગેરે કેટલાંક વ્યંજનોનો ઉચ્ચાર કરતાં કંઈક રણકા જેવો અવાજ થાય છે, માટે તેમને **ઘોષ** કહે છે. નીચેનાં વ્યંજનો ઘોષ છે:—

ગ્, જ્, ડ્, દ્, બ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; ઙ્, ઞ્; ણ્, ન્, મ્; ય્, ર્, લ્, વ્, હ્, અને ળ્,

**અઘોષ:**—ક્, ચ્, ટ્, ત્, પ્, વગેરે કેટલાંક વ્યંજનોના ઉચ્ચાર કરતી વખતે રણકા જેવો અવાજ થતો નથી તે **અઘોષ** કહેવાય છે. નીચેનાં વ્યંજનો અઘોષ છે:—

ક્, ચ્, ટ્, ત્, પ્; ખ્, છ્, ઠ્, થ્, ફ્; શ્, ષ્, અને સ્.

## નામ.

શરૂઆતમાં **વાકય** અને તેના બે મુખ્ય ભાગ **ઉદ્દેશ્ય** અને **વિધેયની** સમજણ આપવામાં આવી છે. 'લાકડું સળગે છે,' 'મોતીલાલ હસે છે,' 'ગળપણ વધારે છે,' આ વાકયોમાં 'લાકડું,' 'મોતીલાલ,' અને 'ગળપણ,' એમને વિષે કંઈ કહેવામાં આવ્યું છે. આ ત્રણે શબ્દો નામ છે, પરન્તુ તે નામ એકજ જાતનાં નથી. દરેક નામનો પ્રકાર હવે નક્કી કરીએ.

**સામાન્ય નામ:**—જો દરેક વસ્તુને માટે જુદું જુદું નામ હોય, તો નામની સંખ્યાનો પાર રહે નહિ, માટે એકજ જાતની અને સરખા ગુણવાળી બધી વસ્તુઓનું–પ્રાણી કે પદાર્થનું–એક નામ, બીજી જાતની સરખા ગુણવાળી બધી વસ્તુઓનું બીજું નામ, એ પ્રમાણે નામ ઠરાવેલાં હોય છે. એવા દરેક નામને **સામાન્ય** (બધી વસ્તુને લાગુ પડે એવું) નામ કહે છે. એ નામ વર્ગની હરકોઈ વસ્તુને પણ લાગુ પડે છે. જેમકે:–

લાકડું, છોકરો, શહેર, પર્વત, મેજ, કાગળ, ઘઉં, સોનું, લશ્કર, વગેરે.

*** જે નામ કોઈ આખા વર્ગને અથવા તે વર્ગની હરકોઈ વસ્તુને લાગુ પડે છે તેને સામાન્ય નામ કહે છે.**

**વિશેષ નામ:—**

| अ. | ब. |
|---|---|
| ૧. છોકરો હસે છે. | ૧. મોતીલાલ હસે છે. |
| ૨. છોકરી ડાહી છે. | ૨. ગંગા ડાહી છે. |
| ૩. શહેર સુંદર છે. | ૩. મુંબઈ સુંદર છે. |
| ૪. પર્વત ઉંચો છે. | ૪. હિમાલય ઉંચો છે. |

---

* આને **જાતિવાચક નામ** પણ કહે છે. જે શબ્દ પ્રાણી કે પદાર્થની જાત ઓળખાવે તે જાતિવાચક નામ કહેવાય.

આ બંને ખાનાં તપાસો. **અ** ખાનામાં 'છોકરો,' 'છોકરી,' 'શહેર,' અને 'પર્વત,' એ ઉદ્દેશ્ય છે. આ ઉદ્દેશ્યથી કયા ખાસ છોકરા, છોકરી, શહેર, કે પર્વત વિષે કહ્યું છે તે સમજાતું નથી.

આ બધા શબ્દો એક વસ્તુ માટે તેમજ આખા વર્ગને માટે ઠરાવેલાં નામો છે.

**બ** ખાનામાં આપેલા શબ્દો 'મોતીલાલ,' 'ગંગા,' 'મુંબઈ,' અને 'હિમાલય' ઉદ્દેશ્ય છે. આ શબ્દોથી કઈ ચોકસ વસ્તુ–પ્રાણી કે પદાર્થ–વિષે કહ્યું છે તે સ્પષ્ટ સમજાય છે; માટે એ બધાં નામ **વિશેષ નામ** કહેવાય છે.

**એકજ પ્રાણી કે પદાર્થનું ખાસ નામ પાડેલું હોય છે તેને વિશેષ નામ કહે છે.**

**ભાવવાચક નામ:**–'**ગળપણ** વધારે છે,' 'લશ્કરે **હિંમત** બતાવી,' 'મને **હરખ** થયો,' 'તને **ઊંઘ** આવે છે,' 'ઘોડીની **ચાલ** ઉતાવળી છે,' આ વાક્યો તપાસતાં જણાશે, કે 'ગળપણ' અને 'હિંમત,' એ **ગુણનાં** નામ છે; 'હરખ' એ **લાગણીનું** નામ છે; 'ઊંઘ' **સ્થિતિનું** અને 'ચાલ' **ક્રિયાનું** નામ છે. આ પ્રમાણે જે નામો ગુણ, લાગણી, સ્થિતિ, કે ક્રિયા બતાવે છે તેમને **ભાવવાચક** નામ કહે છે. **ભાવ** એટલેજ ગુણ, લાગણી, સ્થિતિ, કે ક્રિયા.

**ગુણ, લાગણી, સ્થિતિ કે ક્રિયાનાં નામોને ભાવવાચક નામ કહે છે.**

---

## સર્વનામ.

'છગનલાલે કહ્યું, કે છગનલાલ આજ જશે નહિ,' 'વનમાળીએ મગનલાલને કહ્યું, કે મગનલાલ વનમાળીને બોલાવતો હતો, એ વનમાળી જાણતો ન હતો,' 'કેશવલાલ જતો હતો, તેવામાં કેશવલાલ પડી ગયો.' આ બધાં વાક્યો કઢંગાં દેખાય છે. એકનું એક નામ ફરી ફરીને વાપરવાને બદલે ઉપરનાં વાક્યો નીચે મુજબ બોલાય છે, ત્યારે બોલવું ઠીક લાગે છે. 'છગનલાલે કહ્યું, કે **હું** આજ જઈશ નહિ,' 'વનમાળીએ

મગનલાલને કહ્યું, કે **તું** મને બોલાવતો હતો, એ **હું** જાણતો ન હતો,' 'કેશવલાલ જતો હતો, તેવામાં **તે** પડી ગયો.'

ઉપરનાં વાક્યોમાં '**હું**,' '**તું**,' અને '**તે**,' એ શબ્દો નામોને માટે વપરાયા છે, માટે તેમને **સર્વનામ** કહે છે.

**નામને ઠેકાણે જે શબ્દ વપરાય છે તે સર્વનામ.**

## સર્વનામના પ્રકાર.

**પુરુષવાચક સર્વનામ:**—'**હું** દાખલા ગણું છું,' '**તું** ક્યારે ગણશે?' '**તે** કોઈ દિવસ દાખલા ગણતો નથી,' 'અમદાવાદમાં દીવાસળી બને છે?' 'હા, **તે** અહીં બને છે,' આ વાક્યો પૈકી પહેલા વાક્યમાં બોલનાર માટે '**હું**,' બીજામાં જેની સાથે વાત કરી છે તેને માટે '**તું**,' અને ત્રીજા તેમજ પાંચમા વાક્યમાં બોલનાર કે તેની સાથે વાત કરનાર સિવાય બીજા જે પ્રાણી કે પદાર્થ વિષે કહ્યું છે તેને માટે '**તે**' વપરાયા છે. '**હું**,' '**તું**,' '**તે**,' વગેરે **પુરુષવાચક** સર્વનામ કહેવાય છે.

| પહેલો પુરુષ સર્વનામ. | બીજો પુ. સ. | ત્રી. પુ. સ. |
|---|---|---|
| હું, અમે, અમો, | તું, તમે, તમો. | તે, તેઓ. |
| આપણ, આપણે. | | |

**પ્રશ્નવાચક સર્વનામ:**—'**કોણ** આવ્યું?' '**શું** કરો છો?' '**કયો**-**કયી**-**કયું** છે આ?' આ વાક્યોમાં '**કોણ**' '**શું**' '**કયો**,' '**કયી**,' અને '**કયું**' એ સર્વનામો પ્રશ્ન પૂછવામાં વપરાયાં છે માટે તે **પ્રશ્નવાચક** સર્વનામ કહેવાય છે. 'કયી'ને બદલે 'કઈ' વાપરવાનો રિવાજ પડી ગયો છે.

**પ્રશ્ન પૂછવામાં વપરાતાં સર્વનામો પ્રશ્નવાચક સર્વનામ કહેવાય છે.**

**સ્વવાચક સર્વનામ:**—'હું **પોતે** જઈશ,' 'તમે **જાતે** કામ કર્યું,' 'રાજા **પંડે** ન્યાય આપે છે,' આ વાક્યોમાં '**પોતે**,' '**જાતે**,' '**પંડે**,' એ સર્વનામો પોતાપણું દર્શાવે છે, માટે **સ્વાર્થવાચક** કે **સ્વવાચક** સર્વનામ કહેવાય છે. **સ્વ** એટલે પોતાની જાત.

**દર્શક સર્વનામ:**—'**આ** બોલ્યો,' '**એ** આવશે,' '**પેલો** હસે છે,' '**ઓલ્યો** નાઠો,' આ વાક્યોમાં '**આ**', '**એ**', '**પેલો**', '**ઓલ્યો**', એ સર્વનામો પ્રાણી કે પદાર્થને દેખાડે છે માટે તેમને **દર્શક** સર્વનામ કહે છે. '**આ**' અને '**એ**' નજીકની વસ્તુ દર્શાવે છે, અને '**પેલો**' તથા '**ઓલ્યો**' દૂરની વસ્તુ દર્શાવે છે.

**પ્રાણી કે પદાર્થને દર્શાવનારાં સર્વનામને દર્શક સર્વનામ કહે છે.**

**અનિશ્ચિત સર્વનામ:**—'હજુ **કોઈ** નિશાળે આવ્યું નથી,' 'આમાં **કંઈક** છે,' '**કેટલાક** તો ઓટલા ઉપર બેઠા હતા,' આ વાક્યોમાં '**કોઈ**,' '**કંઈક**,' અને '**કેટલાક**,' એ સર્વનામથી કોઈ નિશ્ચિત–નક્કી પ્રાણી કે પદાર્થ સમજાતો નથી. આવાં અનિશ્ચિત પ્રાણી કે પદાર્થ બતાવનારાં સર્વનામો **અનિશ્ચિત** સર્વનામ કહેવાય છે.

**જે સર્વનામથી નિશ્ચિત પ્રાણી કે પદાર્થ નહિ, પણ મોઘમ એટલે ગમે તે કોઈ એક પ્રાણી કે પદાર્થ સમજાય છે, તે અનિશ્ચિત સર્વનામ કહેવાય છે.**

**સંબંધી સર્વનામ:**—'**જે** ખાડો ખોદે **તે** પડે,' '**જેવું** વાવશો **તેવું** લણશો,' '**જેટલું** ખાસ જોઈતું હોય **તેટલું** ખરીદવું,' '**જેવડું** મંગાવશો **તેવડું** મોકલીશું,' આ વાક્યોમાં '**જે**' અને '**જે**' ઉપરથી થએલાં '**જેવું**,' '**જેટલું**' અને '**જેવડું**', એ સર્વનામોની સાથે અનુક્રમે '**તે**' અને 'તે' ઉપરથી થએલાં '**તેવું**,' '**તેટલું**' અને '**તેવડું**' એ સર્વનામો સંબંધ રાખે છે, માટે તે બધાં **સંબંધી** (સંબંધ રાખનારાં) સર્વનામો કહેવાય છે.

**એક બીજા સાથે સંબંધ રાખનારાં સર્વનામોને સંબંધી સર્વનામ કહે છે.**

---

## જાતિ.

**નર જાતિ:**—'**છોકરો** દોડ્યો,' '**કાગડો** ઊડ્યો,' '**દડો** ઝીલ્યો, આ વાક્યોમાં **છોકરો,**' '**કાગડો,**' ને '**દડો,**' નર કે પુરુષની જાતનાં નામ

છે. આ નામો નરની પેઠે બોલાય છે, અને એમને છેડે ' ઓ ' આવેલો છે. નરની પેઠે બોલાતાં નામને છેડે ઘણુંકરીને ' ઓ ' આવે છે; પરન્તુ '**છગનલાલ** કૂદ્યો,' '**રાજા** ગુસ્સે થયો,' '**હાથી** ચાલ્યો,' '**લાડુ** ખાધો,' આ વાક્યો તપાસતાં માલમ પડે છે, કે જે શબ્દોને છેડે ' ઓ ' નથી હોતો તે પણ નરની પેઠે બોલાય છે.

**જે શબ્દો નરની પેઠે બોલાય છે, તે શબ્દો નર જાતિના છે, એટલે નરની જાતિના—વર્ગના—છે.**

**નારી જાતિ**:—'**છોકરી** ઊઠી,' '**સાહી** ઢળી,' આમાં '**છોકરી**' અને "**સાહી**' એ નામો નારીની પેઠે બોલાય છે. એવા શબ્દોને છેડે ઘણુંકરીને 'ઈ' આવે છે; પરન્તુ '**વાત** બની,' '**બાધા** રાખી,' '**જૂ** નીકળી,' '**હરડે** ખાંડી,' '**જળો** મૂકી,' આ વાક્યોમાં વપરાએલાં નામને છેડે 'ઈ' આવતી નથી, છતાં તે નારીની પેઠે બોલાય છે.

**જે શબ્દો નારીની પેઠે બોલાય છે તે નારી જાતિના કહેવાય છે.**

**નાન્યતર જાતિ**:—'**છોકરૂં** રડ્યું' **ગાડું** હાંક્યું,' આ બંને વાક્યોમાં નામને છેડે ' ઉં ' છે, અને તે નર કે નારીની પેઠે બોલાતાં નથી. ઘણુંકરીને આ જાતનાં નામને છેડે ' ઉં ' આવે છે; પરન્તુ '**કલકત્તા**' મોટું છે,' '**મોતી** પાણીદાર છે,' '**વસો** નાનું છે,' **લખનૌ** પ્રખ્યાત શહેર છે,' આ વાક્યોમાં નામને છેડે અનુક્રમે 'આ,' 'ઈ,' 'ઓ,' અને 'ઔં' છે.

નાન્યતર=ન + અન્યતર; જે શબ્દોની જાતિ અન્યતર—એમાંથી એક—એટલે નર કે નારી—નથી તે નાન્યતર જાતિના છે.

**જે શબ્દો નર કે નારી જાતિના નથી, તે નાન્યતર જાતિના છે.**

અમુક નામ નર, નારી, કે નાન્યતર જાતિનું છે તે તે નામની પછી 'કેવો,' 'કેવી,' કે 'કેવું,' એ મૂકીને બોલી જોવાથી જણાય છે; જેમકે ' કોળી ' (કેવો)—નર જાતિ, 'પાટલા ઘો' ( કેવી )—નારી૦, 'ઘર' (કેવું)—નાન્ય૦.

નર જાતિનાં નામોમાંથી નારી જાતિનાં નામો નીચે પ્રમાણે બનાવવામાં આવે છે:—

| નર. | નારી. |
|---|---|
| શેઠ. | શેઠાણી. |
| કોળી. | કોળણ, કોળેણ. |
| કુતરો. | કુતરી. |
| રાક્ષસ. | રાક્ષસણી. |
| ભીલ. | ભીલડી |

આ દાખલા ઉપરથી સમજાય છે, કે નર જાતિનાં નામોને **પ્રત્યય*** લગાડવાથી નારી જાતિનાં નામ બને છે. **'આણી,' 'અણ,' 'એણ,' 'ઈ,' 'ણી,' 'ડી,'** વગેરે આવા પ્રત્યયો છે.

કેટલાંક નામોની નારી જાતિ જુદીજ રીતે થાય છે. જેમકેઃ—

| નર. | નારી. |
|---|---|
| બાપ. | મા. |
| પુરુષ. | સ્ત્રી. |

**નર જાતિનાં નામોમાંથી નારી જાતિનાં નામો પ્રત્યય લગાડવાથી કે તદ્દન જુદીજ રીતે થાય છે.**

'સોપારી,' 'તમાકુ,' 'ચા,' આ અને બીજા કેટલાક શબ્દો પ્રાન્તિક ભેદને લીધે જુદી જુદી જાતિમાં વપરાય છે.

---

## વચન.

'છોકરો,' 'લુગડું,' આ રૂપ ઉપરથી વસ્તુ એક છે એમ સમજાય છે. 'છોકરા,' 'છોકરાઓ,' 'લુગડાં' કે 'લુગડાંઓ,' એમ બોલવાથી વસ્તુ એકથી વધારે છે એમ માલમ પડી આવે છે. 'છોકરો' અને 'લુગડું,' એ મૂળ રૂપોને પ્રત્યય લાગવાથી તેમાં બહુપણાનો અર્થ આવ્યો છે.

'ચાકર આવ્યો,' 'ચાકર આવ્યા,' 'મારા ઘરમાં એક પેટી છે,' 'તમારા ઘરમાં બે પેટી છે,' 'ઝાડ પડ્યું,' 'ઝાડ પડ્યાં,' આ વાક્યોમાં 'ચાકર,' 'પેટી,' અને 'ઝાડ,' આ શબ્દો એક અથવા બહુપણાનો ખ્યાલ આપે છે. 'ચાકર,' એટલે એક કે એકથી વધારે ચાકર.

---

* એક કે વધારે અક્ષર શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેર પાડે છે તે અક્ષરને **પ્રત્યય** કહે છે.

'ચાકરો,' 'પેટીઓ,' અને 'ઝાડો' એ રૂપો ઉપરથી પણ વસ્તુઓ અનેક છે એમ સમજાય છે.

**શબ્દના જે રૂપમાં એકનો અર્થ હોય તે એકવચન અને બહુનો અર્થ હોય તે બહુવચન.**

| જાતિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નર. | ચાકર. | ચાકર—ચાકરો. |
| ,, | લાડુ. | લાડુ—લાડુઓ. |
| ,, | છોકરો. | છોકરા—છોકરાઓ. |
| નારી. | પાટી. | પાટી—પાટીઓ. |
| નાન્યતર. | ઈંડું. | ઈંડાં—ઈંડાંઓ. |
| ,, | ગામ. | ગામ—ગામો. |

**ત્રણે જાતિના શબ્દોનાં મૂળ રૂપો બહુવચનમાં વપરાય છે, અથવા તે રૂપોને "ઓ" પ્રત્યય લગાડવાથી બહુવચન બને છે.**

'**ધઉં** આવ્યા,' '**બળીયા** નીકળ્યા,' અહીં વપરાએલાં નામો તેમજ બીજાં કેટલાંક નામો ગુજરાતીમાં બહુવચનમાંજ વપરાય છે.

'**દૂધ** પીધું,' '**તેલ** ઢળ્યું,' '**અહંકાર** થયો,' આ વાક્યોમાં વપરાએલાં નામો તેમજ તેવાં બીજાં કેટલાંક નામો ઘણુંકરીને એકવચનમાંજ વપરાય છે.

**સર્વનામનાં જાતિવચન:**—સર્વનામ એ નામને ઠેકાણેજ વપરાય છે, તેથી નામનાં જે જાતિવચન હોય છે, તેજ સર્વનામનાં પણ હોય છે.

---

## વિભક્તિ.

'શિક્ષક પુસ્તક,' 'ચપ્પુ ઘડી,' 'ગોળી માર્યો,' આ પ્રમાણે બોલવાનો કંઈ અર્થ થતો નથી. 'શિક્ષકનું પુસ્તક,' 'ચપ્પુથી ઘડી,' 'ગોળીએ માર્યો,' આમ કહેવાથી શબ્દ વચ્ચેનો સંબંધ અને તેથી કહેવાનો મુદ્દો સમજાય છે. 'શિક્ષક' અને 'પુસ્તક,' એ બે નામો વચ્ચેનો સંબંધ 'શિક્ષક'ને '**નું**' પ્રત્યય લગાડવાથી સ્પષ્ટ થાય છે. 'ચપ્પુ' એ નામ અને 'ઘડી' એ ક્રિયાપદનો સંબંધ 'ચપ્પુ'ને '**થી**' પ્રત્યય લગાડવાથી

સમજાય છે, અને તેજ પ્રમાણે ‘ ગોળી ’ અને ‘ માર્યો ’નો સંબંધ ‘ ગોળી ’ને ‘ એ ’ પ્રત્યય લગાડવાથી સમજી શકાય છે.

**વિભક્તિ–એટલે એક શબ્દનો બીજા સાથે સંબંધ દેખાડનારા પ્રત્યય કે તે સાથેનાં શબ્દોનાં રૂપઃ**—જેમકે, ઘરમાં, માણસને, ગામથી, વગેરે.

---

## સાત વિભક્તિઓ.

**પહેલી વિભક્તિઃ**—‘ છોકરો દોડે છે, ’ ‘ પવન વાય છે, ’ આ વાક્યોમાં ‘ છોકરો ’ અને ‘ પવન ’ પહેલી વિભક્તિમાં છે. પહેલી વિભક્તિમાં આવેલા શબ્દોને પ્રત્યય લાગતા નથી. ‘ છોકરો ’ અને ‘ પવન ’ કર્તા છે. પહેલી વિભક્તિમાં કર્તા હોય છે, પણ કર્તા એ વિભક્તિનો અર્થ ન હોવાથી એ કર્તાર્થે પહેલી કહેવાતી નથી.*

**‘મગનલાલ,** અહીં આવ,’ આ વાક્યમાં ‘મગનલાલ’ને બીજા શબ્દો જોડે કોઈ પણ જાતનો સંબંધ નથી. ‘મગનલાલ’ એ પ્રત્યય વિનાનું વિશેષ નામ છે, અને તે સંબોધનના એટલે બોલાવવાના અર્થમાં વપરાયું છે. આ અને આવી રીતે વપરાએલાં બીજાં નામો **સંબોધનાર્થે પહેલી વિભક્તિ**માં છે એમ કહેવાય છે.

સંબોધનાર્થે પહેલી વિભક્તિમાં આવતાં નામને વાક્યપૃથક્કરણમાંથી પડતાં મૂકવાં, કારણ કે વાક્યમાં તેમનો સમાવેશ થતો નથી.

**બીજી વિભક્તિઃ**—‘ હું **દાખલા** ગણું છું, ’ ‘ રાજા **પ્રધાનને** બોલાવે છે, ’ આ વાક્યોમાં ‘ દાખલા ’ અને ‘પ્રધાન,’ એ શબ્દો બીજી વિભક્તિમાં છે. બીજી વિભક્તિનો અર્થ **કર્મ** છે. **કર્મ** એટલે કરેલું કે સાધેલું કામ, અથવા જેને ક્રિયાનું ફળ લાગુ પડે છે તે. બીજી વિભક્તિમાં શબ્દને પ્રત્યય લાગે કે ન પણ લાગે. **‘ને’** એ બીજી વિભક્તિનો પ્રત્યય છે.

---

* ‘છોકરો’ અને ‘પવન’ એ **નિર્દેશવાચક પહેલી વિભક્તિ** કહેવાય છે. **નિર્દેશ** એટલે શબ્દ કહેવો તે. પહેલી વિભક્તિનો અર્થ માત્ર નિર્દેશ છે.

**ત્રીજી વિભક્તિઃ**—'**છોકરીએ** રૂમાલ ગુંથ્યો.' અહીં ગુંથવાનું કામ કરનાર છોકરી છે. ક્રિયા કરનાર એટલે કર્તા 'છોકરી' ત્રીજી વિભક્તિમાં છે. આ વિભક્તિનો પ્રત્યય '**એ**' છે, અને અર્થ **કર્તા** છે.

'તેણે **ગોળીએ** વાઘને માર્યો,' આ વાક્યમાં 'ગોળી' શબ્દ ત્રીજી વિભક્તિમાં છે, અને એ કરણ કે સાધન છે, એટલે તેની મદદથી કંઈ કામ કરાયું છે. ત્રીજી વિભક્તિનો અર્થ **કરણ** પણ છે.

**ચોથી વિભક્તિઃ**—'શિષ્યે **ગુરુને** દક્ષિણા આપી,' આ વાક્યમાં 'ગુરુ' શબ્દ ચોથી વિભક્તિમાં છે; '**ને**' એ ચોથી વિભક્તિનો પ્રત્યય છે. આ વિભકિતનો મુખ્ય અર્થ **સંપ્રદાન** છે. **સંપ્રદાન** એટલે જેને કંઈ આપવામાં આવે છે તે.

**પાંચમી વિભક્તિઃ**—'**અમદાવાદથી** ગાડી ઉપડી,' આ વાક્યમાં 'અમદાવાદ' પાંચમી વિભકિતમાં છે અને તેનો પ્રત્યય '**થી**' છે. આ વિભકિતનો મુખ્ય અર્થ **અપાદાન** છે. **અપાદાન** એટલે જેનાથી છુટા પડાય છે તે.

'**રામથી** રાવણ મરાયો,' આ વાક્યમાં 'રામ' શબ્દ પાંચમી વિભકિતમાં છે અને તેનો અર્થ **કર્તા** છે.

'**ગોળીથી** વાઘને માર્યો,' આ વાક્યમાં 'ગોળી' શબ્દ પાંચમી વિભકિતમાં છે અને તેનો અર્થ **કરણ** છે.

'**ગરમીથી** પાણી સુકાય છે,' એમાં 'ગરમી' શબ્દ પાંચમી વિભકિતમાં છે અને તેનો અર્થ **હેતુ** એટલે કારણ છે.

**છઠ્ઠી વિભક્તિઃ**—'**રાજાનો** કુંવર આવે છે,' આ વાક્યમાં 'રાજા' શબ્દ છઠ્ઠી વિભકિતમાં છે. **સંબંધ** એ આ વિભકિતનો મુખ્ય અર્થ છે.

'**નો**,' '**ની**,' '**નું**,' '**ના**,' '**ની**,' '**નાં**,' એ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો છે. '**રો**,' '**રી**,' '**રૂં**,' એ પણ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય છે અને તે પહેલા અને બીજા પુરુષ સર્વનામને લાગે છે. '**તણો**,' '**તણી**,' '**તણું**,' '**કેરો**,' '**કેરી**,' '**કેરૂં**,' આ પ્રત્યયો છઠ્ઠી વિભક્તિના છે, પરન્તુ તે કવિતામાં વપરાય છે.

**સાતમી વિભક્તિઃ—**' તે ગામડામાં રહે છે,' ' માથે પાઘડી છે,' આમાં '**માં**' અને '**એ**' પ્રત્યયો સાતમી વિભક્તિના છે. સાતમી વિભક્તિનો મુખ્ય અર્થ **અધિકરણ** એટલે સ્થળ છે.

' વાડીમાંના મુળા,' ' ઘરમાંથી વીંછી નીકળ્યો,' ' તેઓમાંનાએ આ કામ કર્યું હશે,' આમાં એકજ શબ્દને બેત્રણ વિભક્તિના પ્રત્યયો લાગેલા છે. **કોઈ વેળા એકજ શબ્દને બેત્રણ વિભક્તિના પણ પ્રત્યયો લાગે છે.**

---

## નામ.

### ઉકારાંત નામ.

### ઈંડું.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ. વિ. | ઈંડું. | ઈંડાં–ઈંડાંઓ. |
| બી. વિ. | ઈંડું–ઈંડાને. | ઈંડાં–ઈંડાંને–ઈંડાંઓને. |
| ત્રી. વિ. | ઈંડાએ–ઈંડે. | ઈંડાંએ–ઈંડે–ઈંડાંઓએ. |
| ચો. વિ. | ઈંડાને. | ઈંડાંને–ઈંડાંઓને. |
| પાં. વિ. | ઈંડાથી–થકી. | ઈંડાંથી–થકી. ઈંડાંઓથી–થકી. |
| છ. વિ. | ઈંડાનો–ની–નું–ના–ની–નાં. | ઈંડાંનો–ની–નું–ના–ની–નાં. ઈંડાંઓનો–ની–નું–ના–ની–નાં. |
| સા. વિ. | ઈંડામાં. | ઈંડાંમાં–ઈંડાંઓમાં. |

---

## સર્વનામ ( હું ).*

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ. વિ. | હું | અમે–અમો. |
| બી. ,, | મને. | અમને–અમોને. |
| ત્રી. ,, | મેં. | અમે–અમોએ. |

* ' મુને,' ' મુજને,' ' મુજથી,' ' અમોથી,' ' મુજ,' ' મજમાં,' અને ' મુજમાં ' એ રૂપો પણ વપરાય છે.

| | | | |
|---|---|---|---|
| ચો. | ,, | મને. | અમને–અમોને. |
| પાં. | ,, | મારાથી–થકી. | અમારાથી–થકી, અમથી–થકી. |
| છ | ,, | મારો–રી–રૂં–રા–રી–રાં. | અમારો–રી–રૂં–રા–રી–રાં. |
| સા. | ,, | મારામાં. | અમારામાં–અમમાં. |

## આપણ.×

| | બહુવચન. |
|---|---|
| પ. વિ. | આપણ–આપણે. |
| બી. ,, | આપણને. |
| ત્રી. ,, | આપણે. |
| ચો. ,, | આપણે–આપણને. |
| પાં. ,, | આપણાથી–થકી. |
| છ. ,, | આપણો–ણી–ણું–ણા–ણી–ણાં. |
| સા. ,, | આપણામાં. |

## આપ.

| | બહુવચન. |
|---|---|
| પ. વિ. | આપ. |
| બી. ,, | આપને. |
| ત્રી. ,, | આપે. |
| ચો. ,, | આપને. |
| પાં. ,, | આપથી–થકી. |
| છ. ,, | આપનો–ની–નું–ના–ની–નાં. |
| સા. ,, | આપમાં. |

×'**આપણે** આ કામ કરીશું.' આ વાક્યમાં '**આપણે**' એ સર્વનામમાં જેની સાથે વાત કરવામાં આવે છે તેનો પણ સમાવેશ થાય છે. '**અમે** ગામ ગયા' અહીં '**અમે**' એ સર્વનામ બોલનારા પોતાને માટેજ વાપરે છે.

## તે.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ. વિ. | તે. | તે–તેઓ. |
| બી. ,, | તેને. | તેમને–તેઓને. |
| ત્રી. ,, | તેણે. | તેમણે–તેઓએ. |
| ચો. ,, | તેને. | તેમને–તેઓને. |
| પાં. ,, | તેથી–થકી. | તેઓથી–થકી. |
| છ. ,, | તેનો–ની–નું–ના–ની–નાં. | તેમનો–ની–નું–ના–ની–નાં. તેઓનો–ની–નું–ના–ની–નાં. |
| સા. ,, | તેમાં–તેનામાં. | તેઓમાં–તેમનામાં–તેઓનામાં. |

'જે' અને 'એ'નાં રૂપ ઉપર પ્રમાણે કરવાં.

## પોતે.

### એકવચન અને બહુવચન.

| | | | |
|---|---|---|---|
| પ. વિ. | પોતે. | પાં. ,, | પોતાથી–થકી. |
| બી. ,, | પોતાને. | છ. ,, | પોતાનો–ની–નું–ના–ની–નાં. |
| ત્રી. ,, | પોતે. | | |
| ચો. ,, | પોતાને. | સા. ,, | પોતામાં. |

## કોણ.

### એકવચન અને બહુવચન.

| | |
|---|---|
| પ. વિ. | કોણ. |
| બી. ,, | કોને.[1] |
| ત્રી. ,, | કોણે.[2] |
| ચો. ,, | કોને.[3] |
| પાં. ,, | કોનાથી–થકી.[4] |
| છ. ,, | કોનો–ની–નું–ના–ની–નાં.[5] |
| સા. ,, | કોનામાં.[6] |

---

૧. કેને, કોણને.
૨. કેણે.
૩. કેને–કોણને.
૪. કોણથી–થકી, કેનાથી–થકી.
૫. કેનો–ની–નું–ના–ની–નાં.
૬. કેનામાં, કોણમાં, કેમાં.

} આવાં રૂપો પણ કોઈ કોઈ સ્થળે વપરાય છે.

## ક્રિયાપદ.

**અકર્મક:**—'લાકડું સળગે છે,' 'મગનલાલ હસે છે,' 'દડો ફેંક્યો,' આ વાક્યોમાં 'સળગે છે,' 'હસે છે,' 'ફેંક્યો,' એ શબ્દો ક્રિયા બતાવે છે. એમાં કર્મ નથી.

'સળગે છે,' 'હસે છે,' 'ફેંક્યો,' અને એવાં બીજાં ક્રિયાપદોને કર્મ વિનાનાં એટલે **અકર્મક** કહે છે.

**અકર્મક**–( અ+કર્મન્+ક ) **એટલે જેને કર્મ નથી તે.**

**સકર્મક:**—'અમથારામ ચોખા રાંધે છે,' 'ભિખારી રોટલો ખાય છે,' 'મેં તેને દક્ષિણા આપી,' આ વાક્યોમાં 'રાંધે છે,' 'ખાય છે,' અને 'આપી' એ શબ્દો ક્રિયા બતાવે છે. 'ચોખા,' 'રોટલો,' અને 'તેને દક્ષિણા,' એ કર્મ છે.

'રાંધે છે,' 'ખાય છે,' 'આપી,' અને એવાં બીજાં ક્રિયાપદોને કર્મવાળાં એટલે **સકર્મક** કહે છે.

**સકર્મક**–( સ+કર્મન્+ક ) **એટલે જેને કર્મ હોય તે.**

### પ્રધાન અને ગૌણ કર્મ.

'શિક્ષકે શિષ્યને પ્રશ્ન પૂછ્યો,' 'માએ છોકરાને વાત કહી,' આ બંને વાક્યોમાં ક્રિયાપદને બે કર્મ છે. 'શિષ્યને,' અને 'પ્રશ્ન,' એ 'પૂછ્યો' એ ક્રિયાપદનાં, અને 'છોકરાને,' અને 'વાત' એ 'કહી' એ ક્રિયાપદનાં, કર્મ છે. આવાં ક્રિયાપદોને **દ્વિકર્મક** એટલે બે કર્મવાળાં કહે છે. આ બબ્બે કર્મમાંથી 'પ્રશ્ન' અને 'વાત,' એ **પ્રધાન** એટલે મુખ્ય છે, અને 'શિષ્યને' અને 'છોકરાને,' એ **ગૌણ** એટલે ઉતરતાં–બીજા દરજ્જાનાં છે.

---

### કર્તા અને ઉદ્દેશ્ય.

'મગનલાલ દોડે છે,' 'કુતરો ભસે છે,' આ વાક્યોમાં 'મગનલાલ' અને 'કુતરો' ક્રિયાના કરનાર એટલે કર્ત્તા છે. 'મગનલાલ' અને 'કુતરો,' એમને ઉદ્દેશીને કંઈ કહેવામાં આવ્યું છે, માટે તે બંને નામો

ઉદ્દેશ્ય પણ છે. 'મારાથી ચોપડી લખાઈ,' 'તમારાથી કાગળ વંચાયો,' 'તેનાથી નુકસાન કરાયું,' આ વાક્યોમાં 'ચોપડી,' 'કાગળ,' અને 'નુકસાન'થી કંઈ પણ ક્રિયા થતી નથી, એટલે તે નામો કર્ત્તા કે ક્રિયા કરનાર નથી. 'ચોપડી,' 'કાગળ,' અને 'નુકસાન'ને ઉદ્દેશીને 'લખાઈ,' 'વંચાયો,' અને 'કરાયું,' એ પ્રમાણે કહેવામાં આવ્યું છે, માટે તે ત્રણે નામો ઉદ્દેશ્ય કહેવાય. **કર્તા ઉદ્દેશ્ય હોય, પણ દરેક ઉદ્દેશ્ય કર્તા નથી.**

---

## કાળ.

ક્રિયાપદોનાં રૂપો ઉપરથી અમુક ક્રિયા થાય છે એવું ભાન થાય છે, એટલુંજ નહિ પણ ક્યારે થાય છે તે પણ જણાય છે. 'હું કાગળ લખું છું,' અહીં લખુંછું એ રૂપ ઉપરથી લખવાની ક્રિયા ચાલુ છે એવું સ્પષ્ટ સમજાય છે. 'મેં કાગળ લખ્યો,' અહીં 'લખ્યો' એ રૂપ ઉપરથી લખવાની ક્રિયા થઈ ગઈ છે એવું, અને 'હું કાગળ લખીશ,' એમાં 'લખીશ' એ રૂપ ઉપરથી લખવાની ક્રિયા હજુ થવાની છે એવું સ્પષ્ટ સમજાય છે. **કાળ એટલે વખત. અમુક ક્રિયા થાય છે, થઈ ગઈ છે, કે થવાની છે, એ ક્રિયાપદના કાળ ઉપરથી જણાય છે.**

**વર્તમાન*** **કાળ:—**'બાળક કાગળ ફાડે છે,' 'વાંદરો કૂદે છે,' 'સુરજ ઊગે છે,' આ વાક્યોમાં ક્રિયાપદનાં રૂપ ઉપરથી જણાય છે કે ક્રિયા ચાલુ છે.

**વર્તમાન એટલે ચાલુ કે ચાલતો. ચાલતો વખત બતાવનાર ક્રિયાપદ વર્તમાન કાળમાં છે એમ કહેવાય છે.**

**ભૂત કાળ:—**'સુરજ આથમ્યો,' 'ચંદ્ર ઊગ્યો,' 'અજવાળું થયું,' આ વાક્યોમાં ક્રિયા થઈ ગઈ છે એવું સમજાય છે.

**ભૂત એટલે થઈ ગએલો. થઈ ગએલો વખત બતાવનાર ક્રિયાપદ ભૂત કાળમાં છે એમ કહેવાય છે.**

---

* 'વર્તમાન,' અને 'વર્ત્તમાન,' 'કર્તા,' અને 'કર્ત્તા,' વગેરે બંને રૂપો શુદ્ધ છે.

**ભવિષ્ય કાળ:**—'વાજાં વાગશે,' 'વરઘોડો નીકળશે,' 'ગમત પડશે,' આ વાક્યોમાં બધી ક્રિયા હવે પછી થવાની છે, એ ક્રિયાપદનાં રૂપો ઉપરથી ખુલ્લું છે.

**ભવિષ્ય એટલે થવાનો કે આવવાનો. આવવાનો વખત બતાવનાર ક્રિયાપદ ભવિષ્ય કાળમાં છે એમ કહેવાય છે.**

'પડ' ધાતુનાં ત્રણે કાળનાં રૂપો.

### વર્તમાન કાળ.

નર, નારી, અને નાન્યતર જાતિ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું પડું છું. | અમે પડીએ છીએ. |
| બીજો ,, | તું પડે છે. | તમે પડો છો. |
| ત્રીજો ,, | તે પડે છે. | તેઓ પડે છે. |

---

### ભૂતકાળ (ત્રણે પુરુષમાં).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નર જાતિ. | પડ્યો. | પડ્યા. |
| નારી જાતિ. | પડી. | પડી. |
| નાન્યતર જાતિ. | પડ્યું. | પડ્યાં. |

---

### ભવિષ્ય કાળ.

નર, નારી, અને નાન્યતર જાતિ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | પડીશ. | પડીશું. |
| બીજો ,, | પડીશ, પડશે. | પડશો. |
| ત્રીજો ,, | પડશે. | પડશે. |

---

## ' છ ' ધાતુનાં રૂપો.

### વર્તમાન કાળ.

| | **એકવચન.** | **બહુવચન.** |
|---|---|---|
| પહેલો પુ૦ | હું છું. | અમે છીએ. |
| બીજો પુ૦ | તું છે, છું. | તમે છો. |
| ત્રીજો પુ૦ | તે છે. | તેઓ છે. |

આ ધાતુનાં વર્તમાન કાળ સિવાયનાં બીજા કાળનાં રૂપો થતાં નથી. બીજા કાળમાં ' છ 'ને બદલે ' હો ' ધાતુ વપરાય છે.

---

## અર્થ.

' હું લખું છું, ' આ વાક્યમાં ક્રિયાપદના રૂપ ઉપરથી નિશ્ચય કે નક્કીપણાનો અર્થ નીકળે છે; ' તમે જાઓ, ' એમાં આજ્ઞાનો અર્થ નીકળે છે; ' કદાચ તે આવે, ' એમાં સંશયનો અર્થ નીકળે છે. એ પ્રમાણે ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો ઉપરથી જુદા જુદા અર્થો નીકળે છે, માટે તેમને ક્રિયાપદના **અર્થ** કહે છે. મુખ્ય અર્થ નીચે પ્રમાણે છે:–

**નિશ્ચયાર્થ:**—' **લખું છું,** ' ' તમે **લખ્યું,** ' ' તે **કરશે,** ' ' અમે **કરેલું છે,** ' ' તે **કરવાનો છે,** ' આ બધાં વાક્યોમાં ક્રિયાપદ **નિશ્ચય** બતાવે છે.

**સંશયાર્થ:**—' હું **હોઉં,** ' ' તમે **કર્યું હોય,** ' ' તેણે **કર્યું હશે,** ' ' કદાચ તે **આવે** ' આ વાક્યોમાં ક્રિયાપદનાં રૂપો નક્કીપણું બતાવતાં નથી, પણ **સંશય** બતાવે છે.

**સંકેતાર્થ:**—' જો તમે **આવો** તો હું **આવું,** ' ' જો તું **જાત** તો સારું **થાત,** ' ' જો તે **વાંચે** તો **પાસ થાય,** ' આ વાક્યોમાં ક્રિયાપદનાં રૂપો **સંકેત** એટલે શરત બતાવે છે.

**આજ્ઞાર્થ:**—' તમે **જાઓ,** ' ' તું હંમેશાં સાચું **બોલજે,** ' ' પરમેશ્વર તમારું ભલું **કરો,** ' ' કૃપા કરી **પધારજો,** ' ' પાપીઓનું નખોદ **જજો,** ' આ વાક્યોમાંનાં ક્રિયાપદનાં રૂપો ઉપરથી **આજ્ઞા, ઉપદેશ, આશીર્વાદ,**

**પ્રાર્થના,** અને **શાપ**નું ભાન થાય છે. એ બધાંનો સમાવેશ સાધારણ રીતે **આજ્ઞાર્થ**માં કરવામાં આવ્યો છે.

**વિધ્યર્થ:**—'છોકરાંએ માબાપની આજ્ઞા **પાળવી,**' 'વિદ્યાર્થીએ વખતસર નિશાળે **આવવું,**' આ વાક્યોમાં ક્રિયાપદનાં રૂપો ઉપરથી **વિધિ** એટલે શાસ્ત્રના ફરમાનનું અને તે પરથી ફરજનું ભાન થાય છે.

---

## પ્રયોગ.

'કરૂં છું,' 'કરો છો,' 'કરે છે,' એ રૂપો ઉપરથી કર્ત્તાનું ભાન થાય છે. 'કરાય છે,' 'ગવાય છે,' એ રૂપો ઉપરથી કર્ત્તાનું નહિ, પણ કર્મનું ભાન થાય છે. આ પ્રમાણે કર્તા કે કર્મનું ભાન કરાવવા માટે ક્રિયાપદોનાં રૂપોનો વપરાશ થાય છે, તેને તેમનો **પ્રયોગ** કહે છે. **પ્રયોગ** એટલે વપરાશ.

**કર્ત્તરિપ્રયોગ:**—'કરૂં છું,' 'મોતીલાલ જાય છે,' 'હું ચોપડો, કવિતા, કે ગીત લખું છું,' અહીં વપરાએલાં ક્રિયાપદોનાં રૂપો કર્તાનો બોધ કરે છે.

**ક્રિયાપદના રૂપ ઉપરથી કર્તાનો બોધ થતો હોય, એટલે ક્રિયાપદનો કર્તાના અર્થમાં વપરાશ હોય, ત્યારે તેનો પ્રયોગ કર્તરિ ( કર્તાના અર્થમાં ) કહેવાય.**

**કર્મણિપ્રયોગ:**—'કરાયો,' 'લખાયું,' 'કરાશે,' 'મેં ચોપડો લખ્યો.' 'મારાથી ચોપડી લખાઈ,' અહીં બધાં ક્રિયાપદોનાં રૂપો કર્મનો બોધ કરે છે.

**ક્રિયાપદનાં રૂપ ઉપરથી કર્મનો બોધ થતો હોય એટલે ક્રિયાપદનો કર્મના અર્થમાં વપરાશ હોય, ત્યારે તેનો પ્રયોગ કર્મણિ ( કર્મના અર્થમાં ) કહેવાય.**

**ભાવેપ્રયોગ:**—'જવાય છે' (જવાનું કે જવું થાય છે), 'મને ગમે છે,' 'તમને ભાવતું નથી,' આ બધાં ક્રિયાપદોનાં રૂપો ઉપરથી કર્ત્તા કે કર્મનો બોધ થતો નથી, માત્ર ક્રિયાનો અર્થ સમજાય છે.

**ક્રિયાપદનાં રૂપ ઉપરથી કર્તા કે કર્મનો બોધ ન થતાં માત્ર ક્રિયાનોજ ( ભાવનોજ ) બોધ થતો હોય, ત્યારે તેનો પ્રયોગ ભાવે ( ભાવના અર્થમાં ) કહેવાય.**

ભાવેપ્રયોગમાં ક્રિયાપદ હંમેશાં ત્રીજા પુરુષ, નાન્યતર જાતિ, અને એકવચનમાં આવે છે.

પ્રયોગ શોધી કાઢવા માટે એક સરળ યુક્તિ નીચે પ્રમાણે છેઃ—

'છોકરો ગયો,' 'છોકરી ગઈ,' 'છોકરૂં ગયું,' આમાં ક્રિયાપદનાં રૂપો કર્તા પ્રમાણે ફરે છે, માટે પ્રયોગ કર્તરિ.

'મેં રોટલો ખાધો.' 'મેં મગફળી ખાધી,' 'મેં જામફળ ખાધું,' અહીં ક્રિયાપદનાં રૂપો કર્મ પ્રમાણે ફરે છે, માટે પ્રયોગ કર્મણિ.

'પેટમાં દુખે છે,' 'મને અહીં ફાવતું નથી,' અહીં ક્રિયાપદનાં રૂપો કર્તા કે કર્મ એમાંથી એકે પ્રમાણે ફરતાં નથી, પણ ભાવને અનુસરે છે એટલે ત્રીજા પુરુષ, નાન્યતર જાતિ, અને એક વચનમાં હોય છે, માટે પ્રયોગ ભાવે.

---

## ક્રિયાનાથ.

**જે શબ્દ પ્રમાણે ક્રિયાપદને જાતિવચન લાગે તેને ક્રિયાનાથ** (ક્રિયાનો ધણી, એટલે ક્રિયા ઉપર કાબુ ધરાવનાર કે ક્રિયાપદના રૂપને પોતા પ્રમાણે ફેરવનાર) **કહે છે.** કર્તરિપ્રયોગમાં કર્તા ક્રિયાનાથ હોય છે, કર્મણિપ્રયોગમાં કર્મ ક્રિયાનાથ હોય છે, અને ભાવેપ્રયોગમાં ભાવ ક્રિયાનાથ હોય છે.

---

## ધાતુ.

'આપે છે,' 'આપતો,' 'આપવું,' 'આપેલું,' 'અપાયું,' 'અપાશે,' આ બધાંનું મૂળ 'આપ' છે; તેમજ 'લખ્યું,' લખતો,' લખશે, 'લખેલું,' વગેરેમાં 'લખ' એ મૂળ છે.

**જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાય છે તે મૂળનું નામ ધાતુ.**

**મૂળ ધાતુ અને સાધિત ધાતુઃ—**

'કર,' 'લખ,' 'રમ,' 'પડ,' 'દાબ,' 'ખા,' વગેરે **મૂળ** ધાતુ કહેવાય છે. આ ધાતુને પ્રત્યય લાગવાથી અથવા તેના સ્વરમાં ફેરફાર

થવાથી જે રૂપો થાય છે તેને **સાધિત** એટલે બનાવેલા ધાતુ કહે છેઃ—જેમકે 'કરાવ,' 'રમાડ,' 'પાડ,' 'દબાવ,' 'ખવાડ,' વગેરે.

'પાડ,' 'કરાવ,' 'લખાવ,' વગેરે સાધિત ધાતુઓને પ્રેરક ધાતુ કહે છે. 'કરાવરાવ,' 'લખાવરાવ,' વગેરે રૂપો બેવડા પ્રેરક છે. મૂળ ધાતુ ઉપરથી જેટલાં, રૂપો થાય છે તેટલાં પ્રેરક ધાતુ ઉપરથી પણ થાય છેઃ—જેમકે 'ચાલું છું,' 'ચલાવું છું,' 'ચાલ્યો,' 'ચલાવ્યો,' 'ચાલીશ,' 'ચલાવીશ,' 'ચાલતો,' 'ચલાવતો,' વગેરે.

મૂળ ધાતુ* —કર્તરિ—'હું કામ કરૂં છું.'
,,—'હું બેસું છું.'
કર્મણિ—'મેં કામ કર્યું.'
,,—'મારાથી કામ કરાયું.'
ભાવે—'મારાથી બેસાયું.'
પ્રેરક ધાતુ—કર્તરિ—'હું કામ કરાવું છું.'
,,—'હું નંગ બેસાડું છું.'
કર્મણિ—'મેં કામ કરાવ્યું.'
,,—'મારાથી કામ કરાવાયું.'
કર્મણિ—'મારાથી નંગ બેસાડાયું.'
ભાવે—'મારાથી તેને મરાવાયું નહિ.'

---

## ક્રિયાપદના પદચ્છેદના નમુના.

૧. છગન રડે છે.

'રડે છે.'—અકર્મક ક્રિયાપદ, 'રડ' ધાતુ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, કર્તા 'છગન,' ક્રિયાનાથ કર્તા, ત્રીજો પુરુષ, નર જાતિ, એકવચન, અકર્મક કર્તરિપ્રયોગ.

---

* મૂળભેદ, પ્રેરકભેદ, એ પ્રમાણે ક્રિયાપદના ભેદ પાડવાની જરૂર નથી; કારણ કે ઉપરના દાખલાથી સમજાશે કે જેને મૂળભેદ કહેવામાં આવે છે તે મૂળ ધાતુ છે, અને પ્રેરકભેદ તે પ્રેરક કે પ્રયોજ્ય ધાતુ છે. જેને મૂળભેદ કહે છે તે કર્તરિ રચના છે, અને જેને સહભેદ કહે છે તે કર્મણિ કે ભાવે રચના છે, સહતા, શકયતા, યોગ્યતા, વગેરે જે અર્થો સહભેદને લાગુ પાડેલા છે તેનો કર્મણિ રચનામાં સમાવેશ થાય છે.

૨. બેન ગીત ગાય છે.

**'ગાય છે.'**—સકર્મક ક્રિયાપદ. 'ગા' ધાતુ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, કર્તા 'બેન,' કર્મ 'ગીત,' ક્રિયાનાથ કર્તા, ત્રીજો પુરુષ, નારી જાતિ, એકવચન, સકર્મક કર્તરિપ્રયોગ.

૩. લલિતા પાઠ શીખી.

**'શીખી.'**—સકર્મક ક્રિયાપદ, 'શીખ' ધાતુ, ભૂત કાળ, નિશ્ચયાર્થ, કર્તા 'લલિતા,' કર્મ 'પાઠ' ક્રિયાનાથ કર્તા, ત્રીજો પુરુષ, નારી જાતિ, એકવચન, સકર્મક કર્તરિપ્રયોગ.

૪. ભાઈએ ગીત ગાયું.

**'ગાયું.'**—સકર્મક ક્રિયાપદ, 'ગા' ધાતુ, ભૂત કાળ, નિશ્ચયાર્થ, કર્તા 'ભાઈએ,' કર્મ 'ગીત,' ક્રિયાનાથ કર્મ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચન, સકર્મક કર્મણિપ્રયોગ.

૫. મારાથી ચોપડી લખાઈ.

**'લખાઈ.'**—સકર્મક ક્રિયાપદ, 'લખ' ધાતુ ભૂત કાળ. નિશ્ચયાર્થ, કર્તા 'મારાથી,' કર્મ 'ચોપડી.' ક્રિયાનાથ કર્મ, ત્રીજો પુરુષ, નારી જાતિ, એકવચન, સકર્મક કર્મણિપ્રયોગ.

૬. અમે કામ કરાવીએ છીએ.

**'કરાવીએ છીએ.'**—સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુનું પ્રેરક રૂપ, વર્તમાન કાળ, નિશ્ચયાર્થ, કર્તા 'અમે,' કર્મ 'કામ,' ક્રિયાનાથ કર્તા, પહેલો પુરુષ, નર જાતિ બહુવચન, સકર્મક કર્તરિપ્રયોગ.

૭. કડીઆથી ભીંત પડાવરાવાઈ.

**'પડાવરાવાઈ.'**—સકર્મક ક્રિયાપદ, 'પડ' ધાતુનું બેવડું પ્રેરક રૂપ, ભૂત કાળ, નિશ્ચયાર્થ, કર્તા 'કડીઆથી' કર્મ 'ભીંત,' ક્રિયાનાથ કર્મ, ત્રીજો પુરુષ, નારી જાતિ, એકવચન, સકર્મક કર્મણિપ્રયોગ.

૮. મને અહીં ગમશે.

**'ગમશે.'**—અકર્મક ક્રિયાપદ, 'ગમ' ધાતુ, ભવિષ્ય કાળ, નિશ્ચયાર્થ, કર્તા ભાવ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચન, ભાવેપ્રયોગ.

---

## વાક્યપૃથક્કરણ.

**ઉદ્દેશ્યઃ**—અત્યાર સુધી સાદામાં સાદા ઉદ્દેશ્ય વિષે કહ્યું છે. 'રાજા જાય છે,' 'બિલાડીએ ઉંદરને પકડ્યો,' આ બે વાક્યમાં 'રાજા' અને 'બિલાડીએ,' એ બંને શબ્દો સાદા ઉદ્દેશ્ય છે.

**ઉદ્દેશ્ય એટલે જેને ઉદ્દેશીને કે મનમાં રાખીને કંઈ કહેવામાં આવ્યું હોય તે.**

**ઉદ્દેશ્યવર્ધકઃ**—ઉપરનાં બંને વાક્યોને 'પરોપકારી રાજા જાય છે,' 'ધોળી બિલાડીએ ઉંદરને પકડ્યો,' એ પ્રમાણે વધારી બોલવાથી સમજાય છે, કે ઉદ્દેશ્ય 'રાજા,' અને 'બિલાડી' સાથે વધારાના શબ્દો 'પરોપકારી,' અને 'ધોળી,' ઉમેરવામાં આવ્યા છે.

**આ વધારાના શબ્દો ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે.**

**ઉદ્દેશ્યપક્ષઃ**—ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યવર્ધક મળી **ઉદ્દેશ્યપક્ષ** બને છે. 'પરોપકારી રાજા,' અને 'ધોળી બિલાડીએ,' એ ઉદ્દેશ્યપક્ષ કહેવાય.

**વિધેયઃ**—'પરોપકારી રાજા જાય છે,' 'ધોળી બિલાડીએ ઉંદરને પકડ્યો,' 'તે ગાંડો થઈ ગયો,' 'રાજાએ તેને પ્રધાન નીમ્યો,' આ વાક્યોમાં 'જાય છે,' 'પકડ્યો,' 'થઈ ગયો,' અને 'નીમ્યો,' એ ક્રિયા છે, અને 'ઉંદરને,' 'ગાંડો,' અને 'તેને પ્રધાન,' એ ક્રિયાપૂરક છે. 'પરોપકારી રાજા,' 'ધોળી બિલાડી,' 'તે,' અને 'રાજા,' એમને વિષે અનુક્રમે 'જાય છે,' ઉંદરને પકડ્યો,' 'ગાંડો થઈ ગયો,' અને 'તેને પ્રધાન નીમ્યો,' એ પ્રમાણે કહ્યું છે; માટે તે **વિધેય** છે.

**વિધેય** એટલે કહેવા યોગ્ય; ઉદ્દેશ્યને વિષે જે કંઈ કહેલું હોય તે. 'તે ગાંડો થઈ ગયો' આ વાક્યમાં 'ગાંડો' શબ્દ ક્રિયાનો અર્થ પુરો કરે છે, માટે તે ક્રિયાપૂરક છે, પણ તે કર્મ નથી. 'બિલાડીએ ઉંદરને પકડ્યો,' એમાં 'ઉંદર' શબ્દ ક્રિયાપૂરક, તેમજ કર્મ પણ છે. **દરેક કર્મ ક્રિયાપૂરક છે, પણ દરેક ક્રિયાપૂરક કર્મ નથી,** એ ઉપરના દાખલાથી સમજાય છે.

**વિધેયવર્ધકઃ**—'ધોળી બિલાડીએ ઉંદરને પકડ્યો,' એમ કહેવાને બદલે 'ધોળી બિલાડીએ રાતે ઘણી ઝડપથી ઉંદરને પકડ્યો,' એમ

કહેવાથી વિધેયના અર્થમાં કંઈક વધારો થાય છે. ‘ રાતે ’ અને ‘ ઘણી ઝડપથી,’ એ વિધેયના વધારાના શબ્દો છે. તે **વિધેયવર્ધક** કહેવાય છે.

**વિધેયપક્ષ:**—વિધેય અને વિધેયવર્ધક મળી **વિધેયપક્ષ** બને છે. ઉપરના વાક્યમાં ‘ રાતે ઘણી ઝડપથી ઉંદરને પકડયો ’ એ વિધેયપક્ષ છે.

આટલા વિવેચન ઉપરથી વાક્યના ભાગ કેમ પાડવા તે સમજાય છે. વાક્યનું પૃથક્કરણ ( પૃથક્ + કરણ ) કરવું એટલે વાક્યના અર્થવાળા ભાગ છુટા પાડી બતાવવા.




| વાક્ય. | ઉદ્દેશ્ય. | વિધેય. |
|---|---|---|
| ૧. જાઓ. | તમે (સમજી લેવાનો.) | જાઓ. |
| ૨. પરમેશ્વર છે. | પરમેશ્વર. | છે. |
| ૩. છોકરો દોડતો નથી. | છોકરો. | દોડતો નથી. |

| વાક્ય. | ઉદ્દેશ્યવર્ધક. | ઉદ્દેશ્ય | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|
| | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ૪. છોકરો રોટલી ખાય છે. | × | છોકરો. | ખાય છે. | રોટલી. | × |
| ૫. બે આંધળા છોકરાએ આઠ મોટી રોટલી ખાધી. | બે આંધળા. | છોકરાએ. | ખાધી. | આઠ મોટી રોટલી. | × |
| ૬. મારા કાકાનો છોકરો મગન, મારા મામાના છોકરા છગનને બોલાવે છે. | મારા કાકાનો છોકરો. | મગન. | બોલાવે છે. | મારા મામાના છોકરા છગનને. | × |
| ૭. રાજા બ્રાહ્મણને દક્ષિણા આપે છે. | × | રાજા. | આપે છે. | દક્ષિણા (પ્રધાનકર્મ). બ્રાહ્મણને (ગૌણકર્મ). | × |
| ૮. કર્ણ જેવા ઉદાર રાજાએ વિદ્વાન બ્રાહ્મણોને દક્ષિણા આપી. | કર્ણ જેવા ઉદાર | રાજાએ. | આપી. | દક્ષિણા (પ્રધાનકર્મ). વિદ્વાન બ્રાહ્મણોને (ગૌણકર્મ). | × |

| વાક્ય. | ઉ. વ. | ઉ. | વિ. | | વિ. વ. |
|---|---|---|---|---|---|
| | | | ક્રિયા. | ક્રિયાપૂરક | |
| ૯. શાણો દેવદત્ત ઘરમાં નથી. | શાણો. | દેવદત્ત. | નથી.* | ઘરમાં. | × |
| ૧૦. મારો નાનો ભાઈ અમદાવાદમાં ભણતો નથી. | મારો નાનો. | ભાઈ | ભણતો નથી. | × | અમદાવાદમાં. |
| ૧૧. વર્ષ સારૂં નીવડયું. | × | વર્ષ. | નીવડયું. | સારૂં | × |
| ૧૨. પહોરનું વર્ષ બેશક બહુ સારૂં નીવડયું. | પહોરનું | વર્ષ. | નીવડયું. | બહુ સારૂં. | બેશક. (નિશ્ચયદર્શક) |
| ૧૩. તમે મોડા આવ્યા. | × | તમે. | આવ્યા. | × | મોડા. (કાળદર્શક) |
| ૧૪. તું આટલો બધો વહેલો કેમ જાય છે? | × | તું. | જાય છે. | | આટલો બધો વહેલો. (કાળદર્શક) કેમ. (કારણદર્શક) |

* હોવું, થવું, નીવડવું, રહેવું, બનવું, વગેરે અકર્મક ક્રિયાપદો **અપૂર્ણ વિધેયવાચક** એટલે જેટલું કહેવા યોગ્ય હોય તે બધું નહિ દર્શાવનારાં છે. આવાં ક્રિયાપદો પહેલાં કેટલાક શબ્દો આવે ત્યારેજ વિધેય સંપૂર્ણ થાય છે. આ પૂરક શબ્દો નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ (ક્રિયાનું વિશેષણ) વગેરે હોય છે.

પાંચમા વાક્યમાં 'બે,' અને 'આંધળા,' એ શબ્દો ઉદ્દેશ્યના વર્ધક છે. એ શબ્દો 'છોકરા' એ નામના સંબંધમાં કંઈ વિશેષ કે વધારો બતાવે છે, માટે વિશેષણ કહેવાય છે. આજ વાક્યમાં 'આઠ' અને 'મોટી,' એ વિશેષણો 'રોટલી' જે ક્રિયાપૂરક છે તેના વધારા તરીકે આવ્યાં છે.

**ઉદ્દેશ્ય કે ક્રિયાપૂરકના વધારા તરીકે એક કે એકથી વધારે વિશેષણ આવે છે.**

છટ્ઠા વાક્યમાં 'મારા કાકાનો છોકરો,' એ શબ્દસમૂહ ઉદ્દેશ્યનો અને 'મારા મામાના છોકરા,' એ ક્રિયાપૂરકનો વર્ધક છે. આ વર્ધકમાં 'મારા કાકાનો,' અને 'મારા મામાના,' એ શબ્દસમૂહો છટ્ઠી વિભક્તિમાં છે.

**ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરકના વધારા તરીકે નામ કે સર્વનામનાં છટ્ઠી વિભક્તિનાં રૂપ પણ આવે છે.**

છટ્ઠા વાક્યમાં ' છોકરો ' શબ્દ ' મગન ' એ ઉદ્દેશ્યના સમાનાર્થમાં છે, અને ' છોકરા ' શબ્દ ' છગન ' એ પૂરકના સમાનાર્થમાં છે.

જે નામો ઉદ્દેશ્યના સમાનાર્થમાં વપરાએલાં હોય છે, તે તેના વર્ધક ગણાય છે, અને જે પૂરકના સમાનાર્થમાં હોય છે તે પૂરકના વર્ધક ગણાય છે.

બારમા વાક્યમાં ' બેશક ' એ ક્રિયાનું વિશેષણ છે, માટે તે વિધેયવર્ધક છે.

---

## વિશેષણ.

' રાજા જાય છે,' અને ' બિલાડીએ ઉંદરને પકડ્યો,' આમાંના પહેલા વાક્યમાં ઉદ્દેશ્ય ' રાજા 'ની પહેલાં પરોપકારી ' એ શબ્દ ઉમેરવાથી રાજા **કેવો** છે એ સમજાય છે. બીજા વાક્યમાં ઉદ્દેશ્ય 'બિલાડી'ની પહેલાં 'ધોળી' શબ્દ ઉમેરવાથી અને ' ઉંદર ' એ કર્મની પહેલાં ' એક ' ઉમેરવાથી **કેવી** બિલાડીએ **કેટલા** ઉંદર પકડ્યા એ નક્કી થાય છે. એજ પ્રમાણે ' બે છોકરા આવ્યા,' ' પાંચ ઝાડ પડ્યાં,' ' રાતી ગાય ચરે છે.' ' મોટા વાંદરા લડ્યા,' આ પ્રમાણે કહેવાથી છોકરા અને ઝાડની સંખ્યા, તથા ગાય અને વાંદરાં કેવાં છે, એ નક્કી સમજાય છે. ' બે,' ' પાંચ,'

'રાતી,' અને 'મોટા,' એ શબ્દો નામની પહેલાં આવી તે સંબંધમાં કંઈ **વિશેષ** બતાવે છે, માટે તે **વિશેષણ** કહેવાય છે. **વિશેષ** એટલે એટલે વધારો (ગુણ કે સંખ્યા.)

**જે શબ્દો વસ્તુ કેવી છે, કેટલી છે, વગેરે વિશેષ સમજાવે છે તે વિશેષણ.**

'છોકરા,' 'ઝાડ,' 'ગાય,' અને 'વાંદરા'ના અર્થમાં વિશેષ કે વધારો થાય છે, માટે એ શબ્દો **વિશેષ્ય** કહેવાય. 'તે **ડાહ્યો** છે,' '**ઉંચો** મહેલ આકાશ સાથે વાતો કરે છે,' 'તે **ઉતાવળો** આવ્યો,' આ વાક્યોમાં 'ડાહ્યો,' 'ઉંચો,' અને 'ઉતાવળો,' એ શબ્દો વિશેષણ છે અને અનુક્રમે ક્રિયાપૂરક, ઉદ્દેશ્યવર્ધક, અને વિધેયવર્ધક તરીકે વપરાયા છે.

**વિશેષણ ક્રિયાપૂરક, ઉદ્દેશ્યવર્ધક, કે વિધેયવર્ધક તરીકે પણ આવે છે.**

## વિશેષણના પ્રકાર.

**સંખ્યાવાચકઃ**—'બે,' 'ચાર,' 'પચાસ,' 'સો,' વગેરે સંખ્યા બતાવનારાં વિશેષણ છે, માટે તે **સંખ્યાવાચક** વિશેષણ કહેવાય છે.

**ગુણવાચકઃ**—'ઉંચો,' 'નીચો,' 'લાલ,' 'સફેદ,' 'સારો,' વગેરે શબ્દો વસ્તુના ગુણ બતાવે છે. આવા શબ્દો **ગુણવાચક** વિશેષણ કહેવાય છે.

**વિકારીઃ**—'સારો છોકરો,' 'સારા છોકરા,' 'સારી છોકરી,' 'સારાં છોકરાં,' 'સારે છોકરે,' અહીં ગુણવાચક વિશેષણ 'સારો' એમાં તેની જાતિ કે વચનમાં ફેરફાર થવાથી **વિકાર** એટલે ફેરફાર થાય છે. આવાં વિશેષણો **વિકારી** કહેવાય છે.

**અવિકારીઃ**—'લાલ ઘોડો,' 'લાલ ઘોડા,' 'લાલ ઘોડીઓ,' 'લાલ ઘોડાને,' 'લાલ ઘોડીએ,' અહીં ગુણવાચક વિશેષણ 'લાલ' એમાં તેની જાતિ કે વચનમાં ફેરફાર થવાથી વિકાર થતો નથી. આવાં વિશેષણો **અવિકારી** કહેવાય છે.

**ક્રિયાવિશેષણ:—**

૧. મહેતાજીનો છોકરો **ઉપર** ચોપડી વાંચે છે.

૨. મારો ભાઈ **ઘણું** દોડ્યો.

૩. તમારો ભત્રીજો **ધીમે ધીમે** ગાય છે.

આ વાક્યોના બે પક્ષ નીચે મુજબ થશે:—

| **ઉદ્દેશ્યપક્ષ.** | **વિધેયપક્ષ.** |
| --- | --- |
| ૧. મહેતાજીનો છોકરો. | ઉપર ચોપડી વાંચે છે. |
| ૨. મારો ભાઈ. | ઘણું દોડ્યો. |
| ૩. તમારો ભત્રીજો. | ધીમે ધીમે ગાય છે. |

વિધેયપક્ષ.

| વિધેય. | | વિધેયવર્ધક. |
| --- | --- | --- |
| ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| વાંચે છે. | ચોપડી. | ઉપર. |
| દોડ્યો. | × | ઘણું. |
| ગાય છે. | × | ધીમે ધીમે. |

'ઉપર,' 'ઘણું,' અને 'ધીમે ધીમે,' એ વિધેયવર્ધક છે, અને જુદી જુદી ક્રિયાઓ **ક્યાં, કેટલી**, અને **કેવી રીતે**, થાય છે એ તે શબ્દોથી સ્પષ્ટ થાય છે.

'ઘોડો ઘણો ધીમો ચાલ્યો,' 'ગાડી ઘણી ઉતાવળી ચાલી,' આ વાક્યોમાં 'ઘણો ધીમો' અને 'ઘણી ધીમી' એ પણ વિધેયવર્ધકજ છે.

આ બધા વિધેયવર્ધક **ક્રિયાવિશેષણ** કહેવાય છે, કારણ કે તે શબ્દો ક્રિયાપદનો ગુણ બતાવી, તેના અર્થમાં વધારો કરે છે, એટલે ક્રિયા શી રીતે, ક્યાં, અને ક્યારે થાય છે વગેરે સમજાવે છે.

## વિધિવાચક વિશેષણ.

વિશેષણનો નામ સાથે સંબંધ હોય છે, એ 'પરોપકારી રાજા,' 'ધોળી બિલાડી,' વગેરે દાખલા ઉપરથી સમજાય છે; પરન્તુ 'તે સારો છે,' 'પૃથ્વી ગોળ છે,' 'તે પૈસાદાર થયો,' આ વાક્યોનું પૃથક્કરણ કરીશું તો 'સારો છે' અને 'ગોળ છે,' એ વિધેય થશે. અહીં વિશેષણ વિધેયના ભાગ છે, વિધિ અથવા વિધાન કહેનારાં છે, માટે **વિધિવાચક વિશેષણ** કહેવાય છે. પદચ્છેદમાં તો એ **ગુણવાચક વિશેષણ** કહેવાય.

---

## વિશેષણ તરીકે વપરાએલાં સર્વનામ.

'તમે **શું** બોલ્યા ?,' અહીં '**શું**' પ્રશ્નાર્થક સર્વનામ છે; પણ 'તમે **શું** કામ કર્યું ?,' આમાં '**શું**' પ્રશ્નાર્થક વિશેષણ છે. 'તેવું કામ મારાથી નહિ થાય,' 'તેટલું જોર તેનામાં નથી,' 'તેવડું જાનવર આપણે કોઈ દિવસ જોયું નથી,' આ વાક્યો તપાસતાં જણાય છે, કે 'તેવું,' 'તેટલું,' અને 'તેવડું' એ શબ્દો અનુક્રમે 'કામ,' 'જોર,' અને 'જાનવર,' એ શબ્દો સાથે આવી તેમના અર્થમાં કંઈક વધારો કરે છે, માટે 'તેવું,' 'તેટલું,' 'તેવડું,' વગેરે વિશેષણ છે.

**ઘણાંખરાં સર્વનામ પછી નામ આવતાં, સર્વનામ વિશેષણ બને છે.**

---

## અવ્યય.

**ક્રિયાવિશેષણ અવ્યયઃ—**

'તે જલદી દોડ્યો,' 'તે જલદી દોડી,' 'તે જલદી દોડ્યું,' આ વાક્યોમાં 'જલદી' **ક્રિયાવિશેષણ** છે. 'જલદી' એ શબ્દનું રૂપ બદલાયા વિના તેવું ને તેવું રહે છે, એટલે કે તેનું રૂપ વિભક્તિ, જાતિ, કે કાળદર્શક પ્રત્યયો સ્વીકારતું નથી; માટે તે **ક્રિયાવિશેષણ અવ્યય** (અ = નહિ, અને વ્યય = ફેરફાર) કહેવાય. 'નક્કી,' 'ખચીત,' 'જરૂર,' વગેરે આવાં અવ્યયો છે.

'છોકરો ધીમો ચાલ્યો,' 'છોકરી ધીમી ચાલી,' 'છોકરું ધીમું ચાલ્યું,' અહીં 'ધીમો,' 'ધીમી,' અને 'ધીમું,' તેમજ તેના જેવા બીજા કેટલાક

શબ્દો માત્ર **ક્રિયાવિશેષણ** કહેવાય, કારણ કે તેનાં રૂપો 'ક્રિયાનાથ'ની જાતિ પ્રમાણે બદલાય છે.

'તે **ધીમેથી** બોલ્યો,' 'તું **ક્યારનો** આવ્યો છે?' આ વાક્યોમાં 'ધીમે' અને 'ક્યારે' એ ક્રિયાવિશેષણ અવ્યયને વિભક્તિની પ્રત્યયો લાગેલા છે. સાધારણ રીતે ક્રિયાવિશેષણ અવ્યયને આવા પ્રત્યયો લાગતા નથી. ઉપરના તેમજ તેના જેવા બીજા કેટલાક દાખલા અપવાદરૂપેજ છે.

## ક્રિયાવિશેષણ અવ્યયના મુખ્ય પ્રકાર.

૧. **વખત દેખાડનાર:**—અત્યારે, એટલામાં, ક્યારે, જ્યારે, ઝટ, ઝટપટ, નિત્ય, પરાર, પહોર, હમણા, વળતી, ઓણ, વગેરે.

૨. **ઠેકાણું બતાવનાર:**—આમ, આગળ, અહીં, જ્યાં, ઉંચે, ઉપર, ક્યાં, કહીં, ત્યાં, તળે, દૂર, નીચે, પણે, પાછળ, પાસે, બહાર, માંહે, સાથે, હેઠળ, વગેરે.

૩. **રીત દેખાડનાર:**—આમ, એમ, કેમ, જેમ, તેમ, હળવે, ધીમે, ધીમેધીમે વગેરે.

૪. **નકાર બતાવનાર:**—ન, નહિ, ના, મા.

૫. **ઉપર સિવાયના બીજા:**—જેવા કે, જરા, ઠીક, થોડું, ભલે, સારૂં, વગેરે.

**નામયોગી અવ્યય:**—

ક્રિયાવિશેષણ વિધેયવર્ધક તરીકે આવે છે એ આગળ પૃથક્કરણદ્વારા સમજાવ્યું છે.

૧. ઘર **પછવાડે** ચોર ઉભો હતો.

૨. ઘોડો નિશાળ **આગળ** અટક્યો.

૩. તારા **વિના** કામ થશે નહિ.

૪. મારી **પાસે** આવો.

આ વાક્યોનું પૃથક્કરણ કરવાથી જણાય છે, કે 'ઘર પછવાડે,' 'નિશાળ આગળ,' 'તારા વિના,' 'મારી પાસે,' એ શબ્દસમૂહ વિધેયવર્ધક છે. 'ઘર પછવાડે' અથવા 'ઘરની પછવાડે,' 'નિશાળ આગળ' અથવા 'નિશાળની આગળ' એમ પણ બોલી શકાય. ઉપરનાં વાક્યોમાં વપરાએલાં અવ્યયો 'પછવાડે,' 'આગળ,' 'વિના,'

અને 'પાસે,' અનુક્રમે 'ઘર,' 'નિશાળ,' 'તારા,' અને 'મારી,' એ શબ્દો સાથે જોડાએલાં છે. નામ, સર્વનામ, કે તેવા અર્થમાં વપરાએલા શબ્દોની સાથે જોડાએલાં અવ્યયોને **નામયોગી અવ્યય** કહે છે. અવ્યયો અને નામ, સર્વનામ કે તેવા અર્થમાં વપરાએલા શબ્દો વચ્ચેનો સંબંધ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયથી જણાય છે. આ પ્રત્યય હાજર હોય કે તેનો **અધ્યાહાર** હોય, એટલે તે સમજી લેવાનો હોય.

'વાંદરો છાપરા ઉપર બેઠો હતો,' અને 'વાંદરો છાપરા ઉપર છે,' આ બે વાક્યો તપાસતાં જણાશે, કે પહેલા વાક્યમાં 'છાપરા ઉપર' એ વિધેયવર્ધક છે અને બીજામાં 'છાપરા ઉપર' એ 'છે' એ અપૂર્ણ-વિધેયવાચક ક્રિયાપદનો પૂરક છે. આટલા વિવેચન ઉપરથી બે મુખ્ય નિયમો નીકળે છે તે નીચે મુજબ:—

**૧. જે અવ્યય નામની સાથે જોડાએલું હોય છે, તે નામયોગી અવ્યય કહેવાય છે.**

**૨. નામયોગી અવ્યય અને નામયોગી અવ્યયથી બનેલો શબ્દસમૂહ ઘણે ભાગે વિધેયવર્ધક તરીકે અને કવચિત્ ક્રિયાપૂરક તરીકે આવે છે.**

**સૂચના:**—આ બે ઉપરાંત **ઉભયાન્વયી** અને **કેવળપ્રયોગી** એવા અવ્યયના બીજા બે પ્રકાર વિષે આગળ કહેવામાં આવશે.

---

## વાક્યના પ્રકાર.

અત્યાર સુધીમાં વાક્ય અને તેના જુદા જુદા ભાગ—ઉદ્દેશ્ય, ઉદ્દેશ્યવર્ધક, વિધેય, અને વિધેયવર્ધક વિષે કહેવામાં આવ્યું છે. હવે બીજાં કેટલાંક વાક્યો તપાસીએ.

૧. મગનલાલ વાર્તા કહે છે.

૨. છગનલાલ કહે છે, કે હું વાર્તા કહીશ નહિ.

૩. જો છગનલાલ નહિ કહે, તો હું કહીશ.

૪. તમે કહેજો, અથવા હું કહીશ.

પહેલા વાક્યમાં એકજ મુખ્ય મુદ્દા વિષે કહ્યું છે. આ વાક્યમાં એકજ ક્રિયાપદ છે. આ અને આવાં બીજાં વાક્યોને **સાદાં** વાક્ય કહેવામાં આવે છે. બીજા વાક્યમાં 'કહે છે' ક્રિયાપદનો 'હું વાર્તા કહીશ નહિ' એ આખું વાક્ય પૂરક છે. 'છગનલાલ......કહીશ નહિ' આ વાક્યમાં બે ઉદ્દેશ્ય અને બે ક્રિયાપદ છે; એટલુંજ નહિ, પરન્તુ 'છગનલાલ કહે છે, અને 'હું વાર્તા કહીશ નહિ,' એ બંને વાક્યો સરખા અધિકારવાળાં નથી. 'છગનલાલ કહે છે' એ **મુખ્ય** કે **પ્રધાન** વાક્ય છે, ને 'હું વાર્તા કહીશ નહિ' એ તેના ઉપર આધાર રાખનાર કે **ગૌણ** વાક્ય છે. આજ પ્રમાણે ત્રીજા વાક્યમાં 'હું કહીશ' એ પ્રધાન વાક્ય છે, અને 'જો છગનલાલ નહિ કહે' એ ગૌણ વાક્ય છે. બીજા અને ત્રીજા વાક્યને અને તેવાં બીજાં વાક્યોને **મિશ્ર** વાક્ય કહે છે. ચોથું વાક્ય તપાસતાં જણાશે, કે તેમાં બે ઉદ્દેશ્ય અને બે ક્રિયાપદ છે, પણ 'તમે કહેજો,' અને 'હું કહીશ,' એ બંને વાક્યો તદ્દન સ્વતંત્ર છે, એટલે એક વાક્યનો આધાર બીજા ઉપર બીલકુલ નથી. ચોથું વાક્ય તેમજ તેના જેવાં બીજાં વાક્યોને **સંયુક્ત** વાક્ય કહે છે.

---

## ગૌણ વાક્યોના પ્રકાર.

**નામવાક્ય:**—'હરિલાલ કહે છે, કે હું બાગમાં જાઉં છું,' 'તે મોડી રાત સુધી ઉજાગરો કરે છે, એ સારૂં નથી' એ પૈકી પહેલા વાક્યમાં 'હું બાગમાં જાઉં છું,' અને બીજામાં 'તે મોડી રાત સુધી ઉજાગરો કરે છે,' એ ગૌણ વાક્યો છે. 'હું બાગમાં જાઉં છું,' એ ગૌણ વાક્ય 'કહે છે' ક્રિયાપદનો પૂરક, કર્મ છે; અને 'તે મોડી રાત સુધી ઉજાગરો કરે છે,' એ ગૌણ વાક્ય 'એ'ની સમાન વિભક્તિમાં છે. પહેલું ગૌણ વાક્ય, જેમ કોઈ નામ (કે તેને માટે વપરાએલો શબ્દ) ક્રિયાપદના કર્મ તરીકે આવે છે તેમ આવેલું છે, અને બીજું ગૌણ વાક્ય સમાન વિભક્તિમાં આવેલા નામની પેઠે વપરાયું છે.

**જે ગૌણ વાક્ય નામની પેઠે વપરાય છે તેને નામવાક્ય કહે છે.**

**વિશેષણવાક્ય:**—'જે માણસ કાલે આવ્યો હતો તે આજ છે,' 'તમે જે કહો છો તે હું સમજું છું,' આમાં 'જે માણસ કાલે આવ્યો હતો,' એ ગૌણ વાક્ય 'તે'નું વિશેષણ છે, અને 'તમે જે કહો છો,' એ ગૌણ વાક્ય 'તે'નું વિશેષણ છે.

**જે ગૌણ વાક્ય વિશેષણ તરીકે વપરાય છે તેને વિશેષણ-વાક્ય કહે છે.**

**ક્રિયાવિશેષણવાક્ય:**—'જ્યાં તું જઈશ, ત્યાં હું આવીશ,' 'જ્યાં-સુધી તું સાચું બોલશે નહિ, ત્યાંસુધી હું તને ચાહીશ નહિ,' આ વાક્યોમાં 'જ્યાં તું જઈશ,' અને 'જ્યાંસુધી તું સાચું બોલશે નહિ,' એ 'ત્યાં' અને 'ત્યાંસુધી' એ ક્રિયાવિશેષણ અવ્યયના અર્થ સ્પષ્ટ કરી બતાવે છે, તેથી તે ક્રિયાવિશેષણ અવ્યયરૂપજ છે; માટે એ ગૌણ વાક્યોને ક્રિયાવિશેષણ વાક્યો કહે છે.

**જે ગૌણ વાક્ય ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે તેને ક્રિયાવિશેષણવાક્ય કહે છે.**

---

## વાક્યપૃથક્કરણના નમુના.

કેટલાંક વાક્યોનું પૃથક્કરણ ખુલાસા સાથે નમુના દાખલ આપ્યું છે. તેને અનુસરીને બીજાં વાક્યોનું પૃથક્કરણ કરવું.

૧. તે સદ્‌ગૃહસ્થ છે એ નિઃસંશય છે.

૨. તે આટલો બધો જલદી કેમ જતો રહ્યો, એ હું જાણતો નથી.

૩. વિધવાનું લગ્ન સશાસ્ત્ર છે એમ કેટલાક માને છે.

૪. જેમને ઉંડા ઉતરી વિચાર કરવાની ટેવ છે, તે આ ગહન વિષય સમજી શકશે.

૫. જ્યારે હું, અલ્પજ્ઞ પુરુષ, હાથીના જેવો મદાંધ હતો, ત્યારે હું સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ઠ હતું; પણ જ્યારે કિંચિત્ કિંચિત્ બુધજન પાસેથી મેં પ્રાપ્ત કર્યું, ત્યારે હું મૂર્ખ છું એમ મારો મદ જ્વરની પેઠે જતો રહ્યો.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ૧. તે સદ્‌ગૃહસ્થ...... નિ:સંશય છે. | મિશ્ર વાક્ય. | એ. | તે સદ્‌ગૃહસ્થ છે. | છે. | નિ:સંશય. | ० |
| તે સદ્‌ગૃહસ્થ છે. | નામવાક્ય–'એ'ની સમાન વિભક્તિમાં છે માટે. | તે. | ० | છે. | સદ્‌ગૃહસ્થ. | ० |
| ૨. તે...જાણતો નથી. | મિશ્ર વાક્ય. | હું. | ० | જાણતો નથી. | તે આટલો બધો...એ. | ० |
| તે આટલો બધો... જતો રહ્યો. | નામવાક્ય–'એ'ની સમાન વિભક્તિમાં છે માટે. | તે. | ० | જતો રહ્યો. | ० | આટલો બધો જલદી (કાળદર્શક). કેમ (કારણદર્શક). |
| ૩. વિધવાનું......માને છે. | મિશ્ર વાક્ય. | કેટલાક. | ० | માને છે. | વિધવાનું... એમ. | ० |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| વિધવાનું...સશાસ્ત્ર છે. | નામવાક્ય–'એમ'-ની સાથે સમાન વિભક્તિમાં છે માટે. | લગ્ન. | વિધવાનું. | છે. | સશાસ્ત્ર. | ૦ |
| ૪. જેમને. .સમજી શકશે | મિશ્ર વાક્ય. | તે. | જેમને...ટેવ છે. | સમજી શકશે. | આ ગહન વિષય. | ૦ |
| જેમને......ટેવ છે. | વિશેષણવાક્ય. 'તે'નું વિશેષણ છે માટે. | ટેવ. | ઉંડા કોતરી ...કરવાની | છે. | જેમને. | ૦ |
| ૫. જ્યારે...જતો રહ્યો.<br>(અ) જ્યારે........હતું. | સંયુક્ત વાક્ય.<br>મિશ્ર વાક્ય. | ...<br>મન. | ...<br>મારૂં | ...<br>હતું. | ગર્વિષ્ઠ. | હું.........એમ (કારણવાચક). જ્યારે......... મદાન્ધ હતો ત્યારે. (કાળવાચક). |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્દ્ધક. | વિધેય. | | વિધેયવર્દ્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| હું સર્વજ્ઞ......છું. | ક્રિયાવિશેષણ વાક્ય. | હું. | ૦ | છું. | સર્વજ્ઞ. | ૦ |
| જ્યારે... ...હતો. | ક્રિયાવિશેષણ વાક્ય. | હું. | અલ્પજ્ઞ પુરુષ. | હતો. | હાથીના જેવો મદાન્ધ. | જ્યારે (કાળવાચક). |
| (ત્ર) જ્યારે......રહ્યો. | મિશ્ર વાક્ય. | મદ. | મારો. | જતો રહ્યો. | ૦ | જ્વરની પેઠે (રીતવાચક).હું મૂર્ખ છું એમ (કારણવાચક). જ્યારે...કર્યું ત્યારે. (કાળવાચક). |
| હું.........છું. | ક્રિયાવિશેષણ વાક્ય. | હું. | ૦ | છું. | મૂર્ખ. | ૦ |
| જ્યારે......પ્રાપ્ત. કર્યું. | ક્રિયાવિશેષણ વાક્ય | મેં | ૦ | પ્રાપ્ત કર્યું. | કિંચિત્ કિંચિત્. | બુધજન પાસેથી, (સ્થળદર્શક).જ્યારે, (કાળવાચક). |

**ઉભયાન્વયી અવ્યય:—**

'તમે કહેજો **અથવા** હું કહીશ,' એ સંયુક્ત વાક્યમાં 'તમે કહેજો' અને 'હું કહીશ,' એ બે પ્રધાન વાક્યો '**અથવા**' અવ્યયથી જોડાએલાં છે. 'તમે આવશો કે હું આવીશ,' 'તમે ઘડી ઘડીમાં ગુસ્સે થાઓ છો, **પણ** હું થતો નથી,' 'એક હતો ચકલો **અને** એક હતી ચકલી,' અહીં '**અથવા**,' '**કે**' '**પણ**,' ને '**અને**,' એ અવ્યયોથી સ્વતંત્ર વાક્યો જોડાયાં છે. 'રામ **અને** લક્ષ્મણ,' 'રાવણ **અને** કુંભકર્ણ,' અહીં '**અને**' અવ્યય બે વાક્યને નહિ પણ બે શબ્દને જોડે છે.

**જે અવ્યયો બે શબ્દો કે વાક્યોને જોડે છે તેને ઉભયાન્વયી અવ્યય કહે છે.**

ઉભયાન્વયી=ઉભય એટલે બે ( શબ્દ કે વાક્ય ) + અન્વયી એટલે જોડનાર.

નીચેના શબ્દો ઉભયાન્વયી અવ્યયો તરીકે વપરાય છે:—અથવા, તથા, અને, ને, કે, જે, વળી, વા, કિંવા, અગર, પણ, પરન્તુ, તથાપિ, છતાં, સામું, ઉલટું, કેમકે, માટે, તેથી, નહિતો, વગેરે.

ઉભયાન્વયી અવ્યયોને વાક્યપૃથક્કરણમાં પડતાં મૂકવાં, કારણ કે વાક્યમાં તેમનો સમાવેશ થતો નથી.

---

## વિભક્તિઓના અર્થ વિષે વિશેષ વિચાર.

**પહેલી વિભક્તિ:—**

૧. **નિર્દેશ:**—૧. **છોકરો** નિશાળે જાય છે.
૨. મેં **ચોપડી** લખી.
૩. મારાથી **ચોપડી** લખાઈ.
૪. તે **રાજા** થયો.
૫. **સવાર** થતાં લશ્કરે કૂચ કરી.

૨. **પરિમાણ:**—૧. મેં **પાલી** ચોખા લીધા.
૨. તેણે એક **લોટો** પાણી પીધું.

૩. **સંબોધન:**—૧. **હે મૂર્ખ**, તેં આ શું કર્યું ?
૨. **ભાઈ**, અહીં આવો.

**બીજી વિભક્તિઃ—**

૧. **કર્મઃ**—૧. હું **ચોપડી** લખું છું.
૨. હું **મગનને** બોલાવું છું.
૩. મેં **તેને** માર્યો.
૪. હું **તેને પ્રશ્ન** પૂછું છું. **પ્રશ્ન** = પ્રધાન કર્મ; **તેને** = ગૌણ કર્મ.

૨. **સ્થળઃ**—તે **મુંબઈ** ગયો.

૩. **કાળઃ**—તે **આઠ કલાક** ઊંઘ્યો.

૪. **અંતરઃ**—તે બે **ગાઉ** ચાલ્યો.

**ત્રીજી વિભક્તિઃ—**

૧. **કર્તાઃ**—**રામે** વાલીને માર્યો.

૨. **કરણઃ**—મેં તેને **લાકડીએ** માર્યો.

૩. **હેતુઃ**—**ગરમીએ** શરીર સુકાય છે.

૪. **મૂલ્યઃ**—૧. બે **આને** શેર.
૨. ચાર **રૂપીએ** મણ.

૫. **અંગવિકારઃ**—સોમનાથ **પગે** લંગડો છે.

**ચોથી વિભક્તિઃ—**

૧. **સંપ્રદાનઃ**—૧. તેણે **ગુરુને** દક્ષિણા આપી.
૨. છોકરે **પિતાને** પત્ર મોકલ્યો.
૩. **મને** તે ચીજ ગમે છે.
૪. **તેને** તે બાબત રુચતી નથી.
૫. **અમને** ત્યાં જવું ઠીક લાગ્યું નહિ.

૨. **તાદર્થ્ય** ( તેને માટે એવો ભાવ )—
૧. **લડવાને** તૈયાર થાઓ.

**પાંચમીઃ—**

૧. **અપાદાનઃ**—૧. તે **ગામથી** નીકળ્યો.
૨. નદી **શહેરથી** દૂર છે.
૩. **મગનલાલથી** મોતીલાલ મોટો છે.
૪. તે **સૌથી** સારૂં છે.

૨. **કર્તા:—મગનલાલથી** પાઠ વંચાયો.
૩. **કરણ:—**તેણે **ચપ્પુથી** કલમ ઘડી.
૪. **હેતુ:—ગરમીથી** પાણી સુકાય છે.
૫. **મર્યાદા:—મહીનાથી** માંદો છે.

**છઠ્ઠી વિભક્તિ:—**

**સંબંધ:—**

૧. **છોકરાની** ચોપડી. (માલીક અને તેની માલકીની ચીજનો સંબંધ.)
૨. **રાજાનો** નોકર. (શેઠ અને ચાકરનો સંબંધ.)
૩. **ઝાડની** ડાળી. (આખી વસ્તુ અને તેના ભાગ વચ્ચેનો સંબંધ.)
૪. **સોનાની** કંઠી. (પદાર્થ અને તેની બનેલી ચીજ વચ્ચેનો સંબંધ.)
૫. **સુરજનું** તેજ. (મૂળ અને તેમાંથી ઉત્પન્ન થએલી વસ્તુનો સંબંધ.)
૬. **વડનું** ઝાડ. (એકપણાનો સંબંધ.)
૭. **ઘીનાં** કુપી. (આધાર અને તેના આશ્રયે રહેલી વસ્તુ વચ્ચેનો સંબંધ)

છઠ્ઠી વિભક્તિ સાતમીના અર્થમાં પણ વપરાય છે:—જેમકે, '**દિવસના** સુવું, અને **રાતના** જાગવું એ કુદરતી નિયમ વિરુદ્ધ છે.'

**સાતમી વિભક્તિ:—**

**અધિકરણ—**૧. તે **નગરમાં** વસે છે.
૨. મગનને **માથે** પાઘડી છે.
૩. **વર્ણોમાં** બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.
૪. પચીસ **રૂપીઆમાં** ઘર નહિ બંધાય.
૫. અર્ધા **કલાકમાં** પાછો આવું છું.

## ત્રીજી અને સાતમી વિભક્તિ વચ્ચેનો ભેદ.

ત્રીજી અને સાતમી વિભક્તિમાં 'એ' પ્રત્યય સામાન્ય હોવાથી ગુંચવાડો ઉત્પન્ન થવાનો સંભવ છે. 'એ' પ્રત્યય કરણવાચક હોય તો ત્રીજી, અને અધિકરણવાચક હોય તો સાતમી થાય છે.

૧. તે આ **રસ્તે વડોદરે** ગયો.
રસ્તે = કરણવાચક ત્રીજી.
વડોદરે=અધિકરણવાચક સાતમી

૨. આ **રસ્તે** અહીં આવો.
   રસ્તે = ત્રીજી.
૩. **રસ્તે** ચાલ્યો.
   રસ્તે = સાતમી.
૪. તે **ઝાડે** ચઢ્યો.
   ઝાડે = સાતમી.
૫. તે આ **ડાળીએ** ઝાડે ચઢ્યો.
   ડાળીએ = ત્રીજી.
   ઝાડે = સાતમી.
૬. તેને **માથે** પાઘડી છે.
   માથે = સાતમી.
૭. તેણે **માથે** પોટલી ઉંચકી છે.
   માથે = ત્રીજી.

## કારક અને વિશેષણ વિભક્તિ.

છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓને કારક વિભક્તિ કહે છે, કેમકે તેઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે. છઠ્ઠી વિભક્તિને વિશેષણ વિભક્તિ કહે છે, કારણ કે તે વિશેષણનું કામ કરે છે.

---

## કૃદંત.

'હું લખું છું' એમ બોલવાથી વાક્ય બને છે અને બોલવાનો અર્થ સમજાય છે, પરન્તુ 'હું લખતો,' 'હું લખીને,' એ પ્રમાણે બોલવાથી વાક્ય બનતું નથી, અને બોલવાનો અર્થ પણ સમજાતો નથી.

'કાગળ **લખીને** તેણે પોતાનું કામ ઉલટું બગાડ્યું,' 'છોકરાં **દોડતાં** પડી ગયાં,' આ વાક્યોનું પૃથક્કરણ કરતાં જણાશે, કે '**લખીને**' અને '**દોડતાં**' એ વિધેયવર્ધક છે. '**દોડતો** ઘોડો સુંદર દેખાય છે,' 'મેં **મરેલો** સાપ જોયો,' એ પૈકી પહેલા વાક્યમાં '**દોડતો**' ઉદ્દેશ્યવર્ધક છે, અને બીજામાં '**મરેલો**' ક્રિયાપૂરકનો વધારો છે. '**લખીને**,' '**દોડતાં**,' '**દોડતો**,' '**મરેલો**,' એ શબ્દો કૃદંત કહેવાય. મૂળ ધાતુ

'લખ,' 'દોડ,' અને 'મર'ને જુદા જુદા પ્રત્યયો લગાડવાથી જુદાં જુદાં રૂપ 'લખીને,' 'દોડતાં,' 'દોડતો,' અને 'મરેલો' થયાં છે. આજ પ્રમાણે 'લખ' અને 'ભણ' એ મૂળને જુદા જુદા પ્રત્યયો લગાડવાથી 'લખી,' 'લખનાર,' 'લખતી,' 'લખવું,' વગેરે અને 'ભણીને,' 'ભણતો,' 'ભણેલો,' વગેરે શબ્દો બને છે. આવા શબ્દોને **કૃદંત** કહે છે. કૃદંત = 'કૃત્' છે અંતે જેને તે. 'કૃત્' એ ધાતુને અંતે ઉમેરાતા પ્રત્યય છે. એ પ્રત્યયો કાળના પ્રત્યયોથી જુદા પડે છે. ક્રિયાપદથી વાક્ય બને છે, પણ કૃદંતથી વાક્ય બનતું નથી.

**ધાતુ ઉપર પ્રત્યય આવીને જે શબ્દો બને છે, પણ જેનાથી વાક્ય બનતું નથી તેનું નામ કૃદંત.**

## કૃદંતના પ્રકાર અને તેમનો ઉપયોગ.

કાળ પ્રમાણે કૃદંતના પ્રકાર પાડી શકાય છે. '**દોડતો** ઘોડો જાય છે,' '**લખ્યા** લેખ મિથ્યા ન થાય,' '**છાપવાની** ચોપડી ખોવાઈ ગઈ,' આ વાક્યોમાં 'દોડતો,' 'લખ્યા,' 'છાપવાની,' એ શબ્દો અનુક્રમે **વર્તમાન, ભૂત,** અને **ભવિષ્ય** કૃદંત છે; કારણ કે કૃદંતનાં રૂપ ઉપરથી દોડવાની, લખવાની, અને છાપવાની ક્રિયા અનુક્રમે થતી, થએલી, અને થવાની જણાય છે. 'વર્તમાન,' 'ભૂત,' અને 'ભવિષ્ય' એ શબ્દોની સમજુતી તો આગળ આવી ગઈ છે.

ઉપરનાં વાક્યોમાં વપરાએલા કૃદંતો ઉદ્દેશ્યવર્ધક છે અને વિશેષણ તરીકે વપરાએલા છે; માટે તેમને **કૃદંત વિશેષણ** કહે છે.

'મારૂં **કર્યું** તેને ગમતું નથી,' એ વાક્યમાં 'કર્યું' એ **ભૂત કૃદંત** છે અને એનો ઉપયોગ નામ તરીકે થએલો છે.

'મેજ ઉપર **છાપેલી** ચોપડી પડી હતી,' 'મગનના ઘરમાંથી **મરેલો** ઉંદર નીકળ્યો,' આ વાક્યોમાં 'છાપેલી' અને 'મરેલો' એ શબ્દો **વિશેષ ભૂત** કૃદંત છે; કારણ કે કૃદંતનાં રૂપ ઉપરની છાપવાની ને મારવાની ક્રિયા ઘણા વખત પહેલાં થઈ ગએલી સમજાય છે.

ઉપરનાં વાક્યોમાં 'છાપેલી' અને 'મરેલો' એ કૃદંતો ઉદ્દેશ્યવર્ધક છે અને વિશેષણ તરીકે વપરાયા છે; માટે વિશેષભૂત કૃદંતને પણ **કૃદંત વિશેષણ** કહે છે.

'**બોલવું સહેલું છે,**' '**કરવું મુશ્કેલ છે,**' આ વાક્યોમાં 'બોલવું' અને 'કરવું' એ શબ્દો **સામાન્ય** કૃદંત છે; કારણ કે કૃદંતનાં રૂપ ઉપરથી ચોક્કસ કાળનું ભાન થતું નથી.

ઉપરનાં વાક્યોમાં 'બોલવું' અને 'કરવું' એ કૃદંતો ઉદ્દેશ્ય છે, અને નામ તરીકે વપરાયા છે; માટે એમને **કૃદંત નામ** કહે છે.

'કામ **કરનાર** માણસ આ રહ્યો,' શરત **દોડનાર** ઘોડો મરી ગયો,' આ વાક્યોમાં 'કરનાર' અને 'દોડનાર' એ શબ્દો **કર્તૃવાચક** કૃદંત છે; કારણ કે એ કર્તાના અર્થમાં વપરાયા છે.

ઉપરનાં વાક્યોમાં 'કરનાર' અને 'દોડનાર' એ કૃદંતો ઉદ્દેશ્યવર્ધક છે, અને વિશેષણ તરીકે વપરાયા છે, માટે એમને **કૃદંત વિશેષણ** કહે છે.

'**લખનાર** લખી રહ્યો' '**બોલનાર** ચાલ્યો ગયો,' આ વાક્યોમાં 'લખનાર' અને 'બોલનાર' એ કર્તૃવાચક કૃદંતો ઉદ્દેશ્ય છે, અને નામ તરીકે વપરાયા છે; માટે એમને **કૃદંત નામ** કહે છે. કર્તૃવાચક કૃદંતનો કૃદંત નામ તરીકે પણ ઉપયોગ થાય છે.

'હું કામ **કરીને** આવીશ,' '**મરીને** માળવો ન લેવાય,' આ વાક્યોમાં 'કરીને' અને 'મરીને' એ શબ્દો **સંબંધક ભૂત** કૃદંત છે; કારણ કે તેઓ પહેલા વાક્યમાં કરવાની અને આવવાની ક્રિયાનો અને બીજામાં મરવાની અને લેવાની ક્રિયાનો સંબંધ જોડે છે.

'છોકરો કામ **કરીને** આવશે,' 'છોકરી કામ **કરીને** આવશે,' 'છોકરું કામ **કરીને** આવશે,' આ વાક્યો ઉપરથી જણાશે કે 'કરીને' એ કૃદંતનું રૂપ હંમેશાં એક સરખુંજ રહે છે, અને તે વિધેયવર્ધક છે; માટે એવા કૃદંતોને '**કૃદંત અવ્યય**' કહે છે.

'છોકરો **દોડતાં** પડી ગયો,' 'છોકરી **દોડતાં** પડી ગઈ,' 'છોકરું દોડતાં પડી ગયું,' એ વાક્યોમાં 'દોડતાં' એ કૃદંતનું રૂપ એકસરખુંજ રહે છે, માટે એવા કૃદંતોને પણ **કૃદંત અવ્યય** કહે છે.

'ચાલ' ધાતુ.

| વચન. ] | પ્રત્યય. નર. | નારી. | નાન્યતર. | કૃદંતનો પ્રકાર. | રૂપ. નર. | નારી. | નાન્યતર. |
|---|---|---|---|---|---|---|---|
| એકવચન. | તો | તી | તું. | વર્તમાન | ચાલતો | -તી | — તું. |
| બહુવચન. | તા | તી | તાં. | " | ચાલતા | -તી | — તાં. |
| એકવચન. | યો | ઈ | યું. | ભૂત. | ચાલ્યો | -લી | — લ્યું. |
| બહુવચન. | યા | ઈ | યાં. | " | ચાલ્યા | -લી | — લ્યાં. |
| એકવચન. | વાનો | વાની | વાનું. | ભવિષ્ય. | ચાલવાનો | -ની | — નું. |
| બહુવચન. | વાના | વાની | વાનાં. | " | ચાલવાના | -ની | — નાં. |
| એકવચન. | એલો | એલી | એલું. | વિશેષ ભૂત. | ચાલેલો | -લી | — લું. |
| બહુવચન. | એલા | એલી | એલાં. | " | ચાલેલા | -લી | — લાં. |
| એકવચન. | વો | વી | વું. | સામાન્ય. | ચાલવો | -વી | — વું. |
| બહુવચન. | વા | વી | વાં. | " | ચાલવા | -વી | — વાં. |
| એકવચન. | નાર-નારો | નારી | નારૂં. | કર્તૃવાચક. | ચાલનાર-નારો | -નારી | — નારૂં. |
| બહુવચન. | નાર-નારા | નારી | નારાં. | " | ચાલનાર-નારા | -નારી | — નારાં. |
| | ઈ, ઈને, તાં, | | | સંબંધક ભૂત. | ચાલી-ચાલીને-ચાલતાં | | |

'ઈ,' 'ઈને,' અને 'તાં,' પ્રત્યયવાળા કૃદંત અવ્યય તરીકે વપરાય છે. પ્રેરક અને કર્મણિ રચનામાં પણ કૃદંતનાં રૂપો થાય છેઃ—જેમકે,

| | |
|---|---|
| મૂળ રૂપ. | કર્ત્તરિ—કરતો.<br>કર્મણિ—કરાતો. |
| પ્રેરક રૂપ. | કર્ત્તરિ—કરાવતો.<br>કર્મણિ—કરાવાતો. |



## મિશ્ર કાળ.

વર્તમાન, ભૂત, અને ભવિષ્ય કાળ, એ **મુખ્ય કાળ** કહેવાય છે. મુખ્ય કાળ બનાવવા માટે ક્રિયાપદને અમુક પ્રત્યયો લગાડવાની જરૂર પડે છે; પણ 'કર્યું હતું,' 'કર્યું છે,' એવાં મિશ્ર કાળનાં રૂપો બનાવવા સાહાય્યકારક ક્રિયાપદની જરૂર પડે છે. 'કરતો હતો,' 'કર્યું છે,' 'કરવાનું છે,' અહીં 'હો' અને 'છ' ધાતુઓ સાહાય્યકારક છે.

## મિશ્ર કાળનાં રૂપો.

કરે છે*=એવડો વર્તમાન કાળ.
કરતો હતો=વર્તમાન ભૂત કાળ.
કર્યો છે=ભૂત વર્તમાન કાળ.
કર્યો હતો=એવડો ભૂત કાળ.
કરવાનો છે=ભવિષ્ય વર્તમાન કાળ.
કરવાનો હતો=ભવિષ્ય ભૂત કાળ.
કરેલો છે=વિશેષ ભૂત વર્તમાન કાળ.
કરેલો હતો=વિશેષ ભૂત ભૂત કાળ.

---

* ક્રિયાપદના પદચ્છેદના નમુના (પૃષ્ઠ ૨૫-૨૬) માં 'રડે છે, વગેરેનો સરળતા ખાતર વર્ત્તમાન કાળ કહ્યો છે. નિશ્ચયાર્થ અને સંશયાર્થમાં 'રડે' એ રૂપ શુદ્ધ વર્તમાન કાળનું ગણાય.

## સંયુક્ત ક્રિયાપદ.

'તેણે ફળ **નાખી દીધું,**' '**ચોર જતો રહ્યો,**' 'તે **બોલી ચૂકયો,**' 'તેણે **ખાઈ લીધું,**' આ વાક્યો તપાસતાં જણાય છે, કે **નાખી દીધું,' જતો રહ્યો,' 'બોલી ચૂકયો,'** અને '**ખાઈ લીધું,**' એ ક્રિયાપદો બબ્બે ક્રિયાપદો સાથે મળી થએલાં છે. આવાં ક્રિયાપદો **સંયુક્ત** કે જોડાએલાં કહેવાય છે. 'નાખી દીધું' એ ક્રિયાપદમાં નાખવાનો કે દેવાનો છુટો છુટો અર્થ નથી; પરન્તુ 'દીધું' ક્રિયાપદનો છુટો અર્થ જતો રહે છે; અને તે 'નાખી' ક્રિયાપદના અર્થમાં કંઈક ત્વરાનો ઉમેરો કરે છે.

**સંયુક્ત ક્રિયાપદમાં પાછળ આવનાર ક્રિયાપદનો મૂળ અર્થ જતો રહે છે, અને તે તેના પહેલાં આવેલા ક્રિયાપદના અર્થમાં કોઈ પણ જાતનો વધારો (ત્વરા ઇત્યાદિ) કરી બતાવે છે.**

સંયુક્ત ક્રિયાપદો ઘણે ભાગે જાતજાતના કૃદંતો અને ક્રિયાપદો મળી થાય છે.

### નથી.

'રખડતો નથી,' 'બોલતા નથી,' 'બગડયું નથી,' અહીં '**નથી**' એ '**છ**' ધાતુનું વર્તમાન કાળનું નકારવાચક રૂપ છે.

'**છ**' ધાતુનાં વર્તમાન કાળ સિવાય બીજા કાળનાં રૂપો થતાં નથી.

### 'છ' ધાતુ, વર્તમાન કાળ.

| 'છ' | | નથી. | |
|---|---|---|---|
| **એકવચન.** | બહુવચન. | **એકવચન.** | બહુવચન. |
| હું છું. | અમે છીએ. | હું નથી. | અમે નથી. |
| તું છે, છું. | તમે છો. | તું નથી. | તમે નથી. |
| તે છે. | તેઓ છે. | તે નથી. | તેઓ નથી. |

'કર્યું નહિ હોય,' 'કર્યું ના હોય,' 'કર્યું ન હતું,' કર્યું નહિ હશે, આવા દાખલામાં 'હો' સાહાય્યકારક સાથે 'ના,' 'ન,' અને 'નહિ' વપરાય છે.

આજ્ઞાર્થ રૂપોની સાથે નકાર બતાવવા માટે 'મા,' 'ન,' 'ના,' અને 'નહિ' વપરાય છેઃ—જેમકે, 'કર મા,' 'ન કરીશ,' 'કરીશ ના' કે 'ના કરીશ.' અને 'કરીશ નહિ.'

---

## વિશેષણ વિષે વિશેષ વિચાર.

૧. દયાળુ રાજા જાય છે.
૨. ઘણો દયાળુ રાજા જાય છે.
૩. બિલાડીનું બચ્ચું ચપળ છે.
૪. બિલાડીનું બચ્ચું ઘણું ચપળ છે.
૫. મગન ઉતાવળો દોડ્યો.
૬. મગન ઘણો ઉતાવળો દોડ્યો.
૭. તે જલદી આવ્યો.
૮. તે ઘણો જલદી આવ્યો.

પહેલા વાક્યમાં 'દયાળુ' એ રાજાનું વિશેષણ છે, પરન્તુ બીજા વાક્યમાં 'દયાળુ' પહેલાં 'ઘણો' આવીને તેના અર્થમાં વિશેષ બતાવે છે, માટે 'ઘણો' **વિશેષણનું વિશેષણ** કહેવાય.

ત્રીજા વાક્યમાં 'ચપળ' એ બચ્ચાનું વિશેષણ છે, પરન્તુ ચોથા વાક્યમાં 'ચપળ' પહેલાં 'ઘણું' આવવાથી તેના અર્થમાં વધારો થાય છે, માટે 'ઘણું' એ **વિશેષણનું વિશેષણ** કહેવાય.

પાંચમા વાક્યમાં 'ઉતાવળો' ક્રિયાવિશેષણ છે; પરંતુ છઠ્ઠા વાક્યમાં 'ઉતાવળો' પહેલાં 'ઘણો' આવવાથી તેના અર્થમાં વિશેષ થાય છે: માટે 'ઘણો' **ક્રિયાવિશેષણનું વિશેષણ** છે.

સાતમા વાક્યમાં 'જલદી' ક્રિયાવિશેષણ અવ્યય છે, પરન્તુ આઠમા વાક્યમાં 'જલદી' પહેલાં 'ઘણો' આવવાથી તેના અર્થમાં વિશેષ થાય છે, માટે 'ઘણો' **ક્રિયાવિશેષણ અવ્યયનું વિશેષણ** કહેવાય.

આ ઉપરથી નીચેનો નિયમ ઉપજાવી શકાય:—

**વિશેષણ એ નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, અને ક્રિયા-વિશેષણ અવ્યયના અર્થમાં વધારો કરે છે.**

---

## જોઈ એ.

૧. તેણે જવું જોઈએ.   ૨. તમારે લુગડાં પહેરવાં જોઈએ.
૩. મારે લાડુ અવશ્ય જોઈએ.

આ વાક્યો ઉપરથી જણાશે, કે 'જોઈએ'માં ફરજ કે જરૂરના અર્થનો સમાવેશ થાય છે. 'જવું જોઈએ' એટલે જવાની ફરજ છે, 'પહેરવાં જોઈએ' એટલે પહેરવાની ફરજ છે, અને 'લાડુ જોઈએ' એટલે લાડુની જરૂર છે. આ વાક્યોનું પૃથક્કરણ નીચે મુજબ થાય:—

| ઉદ્દેશ્ય. | વિધેય. | વિ. વ. |
|---|---|---|
| ૧. તેણે | જવું જોઈએ. | × |
| ૨. તમારે | લુગડાં પહેરવાં જોઈએ. | × |
| ૩. લાડુ | મારે જોઈએ. | અવશ્ય. |

વિધેય.

| | ક્રિયા. | ક્રિયાપૂરક. |
|---|---|---|
| ૧. | જવું જોઈએ. | × |
| ૨. | પહેરવાં જોઈએ. | લુગડાં. |
| ૩. | જોઈએ. | મારે. |

'જોઈએ' **અપૂર્ણ ક્રિયાપદ** કહેવાય છે, કારણ કે ગુજરાતીમાં તેનાં બધા કાળમાં રૂપો થતાં નથી. નીચેના કોઠા ઉપરથી આ બાબત વધારે સ્પષ્ટ થશે.

| કાળ. | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|
| વર્તમાન | જોઈએ–જોઈએ છે. | જોઈએ–જોઈતો–તી–તું હોય. |
| ભૂત. | જોઈતો–તી–તું–જોઈતો (તી–તું)–હતો (તી–તું). | જોઈતો (તી–તું) હોત. |
| ભવિષ્ય. | જોઈશે. | જોઈશે–જોઈતો (તી–તું) હોય કે હશે. |

## પદચ્છેદના નમુના.

(૧) તેણે **જવું જોઈએ.**

**જવું જોઈએ.** અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, વિધ્યર્થ, વર્તમાન કાળ, કર્તા તેણે, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

(૨) તમારે લુગડાં **પહેરવાં જોઈએ.**

**પહેરવાં જોઈએ.** સકર્મક ક્રિયાપદ, પહેર ધાતુ, વિધ્યર્થ, વર્તમાન કાળ, કર્તા તમારે, કર્મ લુગડાં, ક્રિયાનાથ કર્મ, ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, બહુવચન, કર્મણિ પ્રયોગ.

(૩) મારે લાડુ **જોઈએ.**

**જોઈએ.** અકર્મક ક્રિયાપદ, નિશ્ચયાર્થ, વર્તમાન કાળ, કર્તા લાડુ, ક્રિયાનાથ કર્તા, ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્તરિ પ્રયોગ.

---

## કેવળપ્રયોગી અવ્યય.

'અરે! તેણે કેવું ક્રૂર કામ કર્યું!' 'વાહ! વાહ! મારા ભાઈ, તમે આવું શું બોલો છો!' આ બંને વાક્યો તપાસતાં જણાય છે, કે 'અરે!' અને 'વાહ! વાહ!' એ શબ્દો તેમની પછી આવતા વાક્યથી તદ્દન નિરાળા છે; માટે તેમને **કેવળપ્રયોગી** (કેવળ = એકલો; પ્રયોગી = વપરાશમાં આવનાર) અવ્યય કહે છે. અહાહા!, અરેરે!, ધિક્!, અધધધ!, ફટ ફટ!, અં!, આહા!, એ!, ઓ!, ઓયરે!, ઓહો!, હાં!, ચુપ!, છટ!, થુ!, બસ!, ભલે!, રે!, વાહરેવાહ!, વારુ!, હત!, હડ!, હાય!, હાયહાય!, હાઉં!, હાશ!, હેં!, હો!, હા!, વગેરે, વગેરે, કેવળપ્રયોગી અવ્યયો છે. આવાં વાક્યથી તદ્દન નિરાળાં પડી ગએલાં અવ્યયોને વાક્યપૃથક્કરણમાં પડતાં મૂકવાં.

---

## સમાસ.

'રામલક્ષ્મણ,' 'રાજકુંવર,' 'પરમેશ્વર,' 'વરાળયંત્ર,' 'ચંદ્રમુખી,' 'યથાશક્તિ,' 'પરદુઃખભંજન,' એ શબ્દો બે કે બેથી વધારે શબ્દોના બનેલા છે અને તેમનો ઉપયોગ એકજ શબ્દ જેવો થાય છે. એ શબ્દોનો અર્થ 'રામ અને લક્ષ્મણ,' 'રાજાનો કુંવર,' 'પરમ (મોટો) ઈશ્વર,' 'વરાળનું યંત્ર,' 'ચંદ્રના જેવું મુખ છે જેનું તે,' 'શક્તિ પ્રમાણે,' 'પરનાં એટલે બીજાનાં, દુઃખનો, ભંજન—ભાંગનાર,' એ રીતે શબ્દને છુટા પાડવાથી સ્પષ્ટ સમજાય છે.

**જ્યારે બે કે વધારે શબ્દો એકઠા મળી તેમનો એકજ શબ્દના જેવો ઉપયોગ થાય છે, ત્યારે તે શબ્દોનો સમાસ થયો કહેવાય છે. એવી રીતે બનેલા આખા શબ્દોને સામાસિક શબ્દો કહે છે.**

સમાસ પામેલા શબ્દોના અર્થ સમજાવવા જોડી દીધેલા શબ્દોને છુટા પાડવા પડે છે, તેને સમાસનો **વિગ્રહ** કહે છે.

**સમાસનાં પદ:**—'રાજકુંવર' એ સામાસિક શબ્દના પ્રથમના શબ્દ 'રાજ'ને **પૂર્વપદ** અને તેના છેલ્લા શબ્દ 'કુંવર'ને **ઉત્તરપદ** કહે છે.

## સમાસના પ્રકાર.

શરૂઆતમાં જે શબ્દોને છુટા કરી બતાવ્યા છે તે ઉપરથી સમજાયું હશે, કે શબ્દો જુદી જુદી રીતે છુટા પાડી શકાય છે. છુટા પાડવાની જુદી જુદી રીત મુજબ સમાસની જાતો પણ જુદી જુદી થાય છે.

**દ્વંદ્વ સમાસ:**—'રામલક્ષ્મણ,' 'રાજારાણી,' 'જળસ્થળવાયુતેજ.' આ જાતના સમાસને **દ્વંદ્વ** કહે છે. દ્વંદ્વ એટલે જોડું. બે કે એથી વધારે એકજ વિભક્તિવાળાં નામો જોડી દીધેલાં હોય છે ત્યારે સમાસ દ્વંદ્વ કહેવાય છે. વિગ્રહ કરતી વખતે 'અને' કે 'તથા' શબ્દ વચ્ચે મૂકવાથી અર્થ સમજાય છે:—જેમકે, રાજારાણી = રાજા અને રાણી.

**તત્પુરુષ સમાસ:**—

| | |
|---|---|
| પરલોકગત=પરલોક ગત (ગયેલો). | (બીજી વિભક્તિ). |
| શોકાતુર = શોકે આતુર. | (ત્રીજી ,, ). |
| ભૂતબળિ=ભૂતોને બળિ. | (ચોથી ,, ). |
| સ્થાનભ્રષ્ટ=સ્થાનથી ભ્રષ્ટ. | (પાંચમી ,, ). |
| તત્પુરુષ=તેનો પુરુષ. | (છઠ્ઠી ,, ). |
| સ્વર્ગવાસ=સ્વર્ગમાં વાસ. | (સાતમી ,, ). |

જે સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદ વચ્ચેનો સંબંધ **બીજીથી સાતમી વિભક્તિ** સુધીની કોઈ પણ વિભક્તિથી બતાવાય છે તેને **તત્પુરુષ** સમાસ કહે છે. આ સમાસના પૂર્વપદને સમજી લેવાની વિભક્તિ લાગુ પાડવાથી પદોનો એક બીજા સાથેનો સંબંધ સ્પષ્ટ થઈ સામાસિક શબ્દનો અર્થ સમજાય છે.

**અલુક્ તત્પુરુષ સમાસ:**—લુક્=(પ્રત્યયનો) લોપ; અલુક્=જેમાં પ્રત્યયનો લોપ થયો નથી તે. 'યુધિષ્ઠિર,' 'કર્તરિપ્રયોગ,' 'કર્મણિપ્રયોગ,'

'ભાવેપ્રયોગ,' 'વાચસ્પતિ,' આ સમાસોમાં પૂર્વપદની વિભક્તિના પ્રત્યયો કાયમ રહ્યા છે. 'યુધિ,' 'કર્તરિ,' 'કર્મણિ,' અને 'ભાવે' એ અનુક્રમે 'યુધ્,' 'કર્તૃ,' 'કર્મન્,' તથા 'ભાવ,' એ શબ્દોનાં સાતમીનાં રૂપ છે, અને 'વાચસ્' એ 'વાચ્' શબ્દનું ષષ્ઠીનું રૂપ છે. એવી રીતે જે સમાસના પૂર્વપદની વિભક્તિના પ્રત્યયનો લોપ થયો ન હોય તેને **અલુક્ સમાસ** કહે છે.

**નઞ્ તત્પુરુષ સમાસ:**–'અણબનાવ,' 'અસત્ય,' વગેરે સમાસ પામેલા શબ્દોમાં પૂર્વપદ નકારવાચક છે. આવા સમાસને '**નઞ્ તત્પુરુષ**' કહે છે.

**ઉપપદ તત્પુરુષ સમાસઃ**—

ગ્રંથકાર = ગ્રંથ કરનાર. | સુખકર = સુખ કરનાર.

આ સમાસમાં પૂર્વપદ બીજી વિભક્તિમાં હોય છે અને ઉત્તરપદ ધાતુ પરથી બનેલું હોય છે.

**કર્મધારય સમાસ:**—

| | |
|---|---|
| મહાદેવ = મોટો દેવ. | મહાબાહુ = મોટા હાથ. |
| પીતાંબર = પીળું વસ્ત્ર. | ચંદ્રમુખ = ચંદ્ર જેવું મુખ. |
| સદ્‌ગુણ = સારો ગુણ. | મુખચંદ્ર = મુખ એજ ચન્દ્ર. |

જે સમાસમાં પૂર્વપદ ગુણવાચક વિશેષણ અથવા ગુણવાચક વિશેષણના અર્થમાં વપરાએલું કોઈપણ નામ હોય છે, તેને **કર્મધારય** સમાસ કહે છે.

**દ્વિગુ સમાસ:**—'ત્રિભુવન,' 'ચતુર્વેદ,' આ શબ્દોના અર્થ અનુક્રમે ત્રણ ભુવનનો સમુદાય અને ચાર વેદનો સમુદાય એ પ્રમાણે થાય છે. દ્વિગુ સમાસ એ કર્મધારયનો પેટાભાગ છે. પૂર્વપદ ગુણવાચક વિશેષણને બદલે **સંખ્યાવાચક** વિશેષણ હોય ત્યારે તેને **દ્વિગુ** સમાસ કહે છે. દ્વિગુ શબ્દમાં 'દ્વિ' સંખ્યાવાચક વિશેષણ હોવાથી આ જાતના સમાસ યાદ રાખવાનું સહેલું થઈ પડશે. 'દ્વિગુ' શબ્દ જાતેજ દ્વિગુ સમાસ છે.

**મધ્યમપદલોપી સમાસ:**—'મગનને **દહીંમાં આથેલાં વડાં** ભાવે છે,' એ વાક્યમાંના 'દહીંમાં આથેલાં વડાં' એ શબ્દોનો અર્થ '**દહીંવડાં**' એ સમાસથી દર્શાવી શકાય છે. તેમ કરતાં મધ્યમ પદનો–

વચ્ચે આવેલા પદનો, એટલે 'આથેલાં' એ શબ્દનો લોપ થાય છે; માટે આ સમાસને **મધ્યમપદલોપી** સમાસ કહે છે.

દહીંવડાં = દહીંમાં આથેલાં વડાં.
આગગાડી = આગથી ચાલતી ગાડી.
દરીઆમહેલ = દરીઆકાંડે આવેલો મહેલ.

**બહુવ્રીહિ સમાસ:—**

મહાબાહુ = મોટા છે હાથ જેના તે.
પીતાંબર = પીળું છે અંબર ( વસ્ત્ર ) જેનું તે.
અપુત્ર = નથી પુત્ર જેનો તે.
ચક્રપાણિ = ચક્ર છે હાથમાં જેના તે.
ત્રિલોચન = ત્રણ છે આંખ જેની તે.

આ પ્રમાણે જે સમાસ છોડવામાં 'જે' એ સર્વનામના રૂપની જરૂર પડે છે તેને **બહુવ્રીહિ** સમાસ કહે છે. 'બહુવ્રીહિ' શબ્દ પોતેજ બહુવ્રીહિ સમાસ છે; બહુ છે વ્રીહિ ( ડાંગેર ) જેના તે બહુવ્રીહિ.

'પીતાંબર' એ સમાસનો વિગ્રહ 'પીળું અંબર' એવો થાય છે ત્યારે સમાસ કર્મધારય હોય છે અને તે નામ હોય છે; પરંતુ એજ સમાસનો વિગ્રહ 'પીળું છે અંબર જેનું તે' એવો થાય છે ત્યારે તે સમાસ બહુવ્રીહિ હોય છે અને તે વિશેષણ હોય છે.

સપુત્ર = પુત્ર સાથે. | સહકુટુંબ = કુટુંબ સાથે.

એ પ્રમાણે જેનું પૂર્વપદ 'સ' કે 'સહ' હોય એવા સમાસને પણ બહુવ્રીહિ સમાસ કહે છે.

**અવ્યયીભાવ સમાસ:—**'પ્રતિદિન,' 'યથાશક્તિ,' આ સમાસમાં 'દિન' કે 'શક્તિ' અવ્યય નથી; પરન્તુ 'પ્રતિ' અને 'યથા' અવ્યયો તેમની સાથે આવવાથી 'પ્રતિદિન' અને 'યથાશક્તિ,' એ શબ્દો અવ્યય જેવા થાય છે, માટે આવા સમાસને **અવ્યયીભાવ સમાસ** કહે છે.

પ્રતિદિન = દિને દિને. | યથાશક્તિ = શક્તિ પ્રમાણે.

---

# સંધિ.

સંધિ ( સં=સાથે; ધા= મૂકવું ) સાથે મૂકવું કે રાખવું તે; સંધિ એટલે સંધાણ.

## સ્વરસંધિ.

| | | |
|---|---|---|
| ૧. | બારાક્ષરી = બાર + અક્ષરી.<br>શબ્દાર્થ = શબ્દ + અર્થ. | અ + અ = આ. |
| ૨. | સિંહાસન = સિંહ + આસન.<br>ધર્માત્મા = ધર્મ + આત્મા. | અ + આ = આ. |
| ૩. | વિદ્યાર્થી = વિદ્યા + અર્થી.<br>વિદ્યાભ્યાસ = વિદ્યા+અભ્યાસ. | આ + અ = આ. |
| | વિદ્યાલય = વિદ્યા + આલય. | આ + આ = આ. |

નિયમ.—'અ' કે 'આ' પછી 'અ' કે 'આ' આવે તો 'આ' થાય છે.

૧. હરીચ્છા = હરિ + ઇચ્છા. ઇ + ઇ = ઈ.

૨. કવીશ્વર = કવિ + ઈશ્વર. ઇ + ઈ = ઈ.

નિયમ—'ઇ' કે 'ઈ'ની પછી 'ઇ' કે 'ઈ' આવે તો 'ઈ' થાય.

૧. ભાનૂદય = ભાનુ + ઉદય. ઉ + ઉ = ઊ.

નિયમ.—'ઉ' કે 'ઊ' પછી 'ઉ' કે 'ઊ' આવે તો 'ઊ' થાય.

૧. ગજેન્દ્ર = ગજ + ઇન્દ્ર. અ + ઇ = એ.

૨. મહેન્દ્ર = મહા + ઇન્દ્ર. આ + ઇ = એ.

૩. મહેશ્વર = મહા + ઈશ્વર. આ + ઈ = એ.

નિયમ.—'અ' કે 'આ' પછી 'ઇ' કે 'ઈ' આવે તો 'એ' થાય.

૧. સૂર્યોદય = સૂર્ય + ઉદય. અ + ઉ = ઓ.

૨. શાળોપયોગી = શાળા + ઉપયોગી. આ + ઉ = ઓ.

નિયમ.—'અ' કે 'આ' પછી 'ઉ' કે 'ઊ' આવે તો 'ઓ' થાય.

૧. દેવર્ષિ = દેવ + ઋષિ. અ + ઋ = અર્.

નિયમ.—'અ' કે 'આ' પછી 'ઋ' આવે તો 'અર્' થાય.

૧. એકૈક = એક + એક. અ + એ = ઐ.

૨. દેવૈશ્વર્ય = દેવ + ઐશ્વર્ય. અ + ઐ = ઐ.

૩. વનૌષધિ = વન + ઓષધિ. અ + ઓ = ઔ.

૪. ઉત્તમૌષધિ = ઉત્તમ + ઔષધિ. અ + ઔ = ઔ.

નિયમ.—'અ' કે 'આ'ની પછી 'એ' કે 'ઐ' આવે તો 'ઐ' અને 'ઓ' કે 'ઔ' આવે તો 'ઔ' થાય.

૧. અત્યંત = અતિ + અંત. | ૨. પ્રત્યુત્તર = પ્રતિ + ઉત્તર.

૩. મન્વાદિ = મનુ + આદિ.

નિયમ.—હ્રસ્વ કે દીર્ઘ 'ઇ,' 'ઉ,' કે 'ઋ' પછી કોઈપણ વિજાતીય સ્વર આવે, તો તેને બદલે અનુક્રમે 'ય,' 'વ્,' અને 'ર્,' થાય.

૧. ગાયન = ગૈ + અન. | ૨. નાવિક = નૌ + ઇક.

નિયમ.—'એ,' 'ઐ,' 'ઓ,' 'ઔ' પછી કોઈ પણ સ્વર આવે તો અનુક્રમે, 'અય્,' 'આય્,' 'અવ્,' 'આવ્,' થાય.

## વ્યંજનસંધિ.

૧. સદાચાર = સત્ + આચાર. | ૨. સદ્ગુણ = સત્ + ગુણ.

નિયમ.–કોઈ અઘોષ વ્યંજનની પછી ઘોષ અક્ષર કે સ્વર આવે તો તે અઘોષ વ્યંજનને ઠેકાણે તેના વર્ગનો ત્રીજો વ્યંજન થાય.

૧. સચ્ચરિત્ર = સત્ + ચરિત્ર. | ૨. સજ્જન = સત્ + જન.

૩. ઉલ્લાસ = ઉત્ + લાસ.

નિયમ.–દંતસ્થાની વ્યંજન પછી તાલુસ્થાની વ્યંજન, મૂર્ધસ્થાની વ્યંજન કે 'લ' આવે તો દંતસ્થાની વ્યંજનને બદલે અનુક્રમે તાલુસ્થાની વ્યંજન, મૂર્ધસ્થાની વ્યંજન કે 'લ' થાય.

૧. સચ્છાસ્ત્ર = સત્ + શાસ્ત્ર.

૨. અચ્છેર = ( અર્ધ – અધ– ) અધ્ + શેર.

**નિયમઃ—બીજા શબ્દની શરૂઆતમાં શ્ આવે અને પહેલાને અંતે દંત્ય વ્યંજન હોય, તો ને દંત્ય વ્યંજનનો 'ચ્' થાય છે, અને 'શ્' નો 'છ્' થાય છે.**

૧. જગન્નાથ = જગત્ + નાથ. | ૨. ઉન્મત્ત = ઉદ્ + મત્ત.

**નિયમઃ—બીજા શબ્દની શરૂઆતમાં અનુનાસિક અક્ષર હોય, તો પહેલા શબ્દને અંતે જે અક્ષર આવે છે તે પોતાના વર્ગનો અનુનાસિક થાય છે.**

ઉપર સ્વર અને વ્યંજનની સંધિના મુખ્ય મુખ્ય નિયમો આપ્યા છે. ગુજરાતીમાં સંધિ કરવાનું બહુ જોવામાં આવતું નથી. સંધિ કરવાની રૂઢિ સંસ્કૃતમા ઘણીજ સામાન્ય છે. ગુજરાતી ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો વપરાય છે, તેથી માત્ર સ્વર તેમજ વ્યંજનની સંધિના નિયમોનું અહીં ટુંકું વિવેચન કરેલું છે.

---

## વિરામચિહ્ન.

બોલતી કે લખતી વેળા અર્થ બરાબર સમજાય, માટે શબ્દ કે વાક્યની વચમાં થોડી કે વધારે વાર અટકવાની જરૂર પડે છે. ક્યાં કેટલું અટકવું, એ બરાબર સમજાય, માટે કેટલીક નિશાનીઓ મુકરર કરેલી છે. આવી નિશાનીઓને **'વિરામચિહ્ન'** કહે છે. મુખ્ય વિરામચિહ્નો નીચે મુજબ છેઃ—

૧. અલ્પવિરામ ( , ); ૨. અર્ધવિરામ ( ; ) ૩. ગુરુવિરામ (:); ૪. પૂર્ણવિરામ ( . ); ૫. પ્રશ્નચિહ્ન (?); ૬. ઉદ્‌ગારચિહ્ન (!); ૭. અવતરણચિહ્ન (' ' કે " "); ૮. કૌંસ [ ] કે ( ); ૯. અપસારણચિહ્ન. (— —).

**અલ્પવિરામઃ—**

૧. **જે શબ્દો સમાનાર્થે હોય તેમની વચમાં અલ્પવિરામ આવેઃ— જેમકે, દશરથના પુત્ર, શ્રી રામચંદ્રજી વનવાસ ગયા. લંકાનો રાજા, રાવણ મરાયો.**

૨. એકજ પ્રકારના ત્રણ કે તેથી વધારે શબ્દો સાથે આવે, અને છેલ્લા બે 'અને'થી જોડાય, તો 'અને'ની પહેલાંના દરેક શબ્દ પછી અલ્પવિરામ મુકાયઃ—જેમકે, ગ્રીસ, ઇટલી, અને સ્પેન યુરોપની દક્ષિણે આવેલા દ્વીપકલ્પો છે. વિદ્વાન, ડાહ્યા, અને વિવેકી શિક્ષકને સૌ ચાહે છે. આપણે દરેક કામ ધીરજથી, ચતુરાઈથી, અને ખંતથી કરવું જોઈએ. આવું તો જુના કાળથી થતું આવ્યું છે, હાલ પણ થાય છે, ને ભવિષ્યમાં પણ થશે.

૩. સંબોધનાર્થે આવેલા શબ્દો પછી અલ્પવિરામ મુકાય છેઃ—જેમકે, લોંકડીબાઈ, વનના રાજાજી માંદા પડ્યા છે, તેને તમે જોવા નહિ આવો ?

૪. એકજ વર્ગના શબ્દનાં જુદાં જુદાં જોડકાં સાથે આવે છે, ત્યારે દરેક જોડકા પછી અલ્પવિરામ મુકાય છેઃ—જેમકે, ઘરમાં ઘરની બહાર, દિવસે કે રાતે, તે પૈસાનોજ વિચાર કર્યા કરે છે.

૫. 'અને,' 'માટે,' 'તેથી,' 'પણ,' 'પરન્તુ,' 'કે,' 'તો,' ઇત્યાદિ શબ્દો કોઈ વાક્યમાં આવે, ત્યારે જો તે વાક્ય ટુંકું હોય તો નહિ, પણ લાંબું હોય તો આ શબ્દોની પૂર્વે અલ્પવિરામ મુકાય છેઃ—જેમકે, રામ અને લક્ષ્મણ વનમાં જવા નીકળ્યા. 'બોલવું સહેલું છે, પણ કરવું કઠણ છે.' 'બપોરે પૂર જોસમાં પ્રકાશતા સૂર્યનાં કિરણમાં તાજ સુવર્ણમય જણાય છે, પણ ચંદની રાતે તે એથી પણ વિશેષ મોહ પમાડે છે.' 'તાજ અને તેની આસપાસનાં મકાનની શોભાનો વિગતવાર અભ્યાસ કરવો હોય તો ઘણા કલાક સુધી સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળવું જોઈએ, અને એકાગ્ર ચિત્તથી મનન કરવું જોઈએ.'

૬. 'વગેરે' અને 'ઇત્યાદિ'ની પહેલાં, તથા 'છેવટે' અને 'ટુંકામાં'ની પછી ઘણે ભાગે અલ્પવિરામ મુકાય છે.

**અર્ધવિરામઃ**—જ્યારે અલ્પવિરામથી વધારે વખત અટકવાની જરૂર પડે છે, ત્યારે અર્ધવિરામ મુકાય છેઃ—જેમકે, 'કેટલાક લોક એમ ધારે છે કે નીતિએ ચાલ્યા એટલે બસ; પરંતુ એ તેમની ભૂલ છે.' 'બેશક, નીતિ વિનાનો

ધર્મ નિંદવા લાયક છે; ખરો ધર્મ નીતિ વિના હોઈ શકેજ નહિ.' 'ધર્મ ખાતર ઘણા ઘણા મહાત્માઓએ પોતાના પ્રાણ તજ્યા છે; દારૂણ અગ્નિને શીતળ જળ સમાન લેખી એમાં પોતાનો દેહ ઝંપલાવ્યો છે; તીક્ષ્ણ તરવારને કોમળ પુષ્પમાળની પેઠે વધાવી લીધી છે; પણ પોતે માનેલો ધર્મ છોડ્યો નથી.'

**ગુરુવિરામ:**—આ ચિહ્ન એકલું બહુ વપરાતું નથી. જે કંઈ કહ્યું હોય, તેમાં કંઈ દૃષ્ટાંતરૂપે ઉમેરવું હોય, ત્યારે આ ચિહ્ન વપરાય છે. જેમકે, ધાન્યની ઘણી જાતો થાય છે:-ઘઉં, ચણા, બાજરી, જુવાર, વગેરે. 'પ્રામાણિક-પણાથી ઘણા લાભ થાય છે: લોકો આપણને ચાહે છે, આપણું કામ સરળતાથી થાય છે, અને ઈશ્વર આપણા પર પ્રસન્ન રહે છે.'

**પૂર્ણવિરામ:**—વાક્ય પુરું થાય છે, ત્યારે પૂર્ણવિરામ મુકાય છે. આજ્ઞા આપવી હોય કે આશીર્વાદ આપવો હોય, ત્યારે પણ વાક્યને છેડે પૂર્ણવિરામજ મુકાય:—જેમકે, રાજાજીનો હુકમ છે કે આ કામ તમારે કરવું. આ કામ જલદી તૈયાર કરો.

**પ્રશ્નચિહ્ન:**—વાક્યમાં સવાલ પૂછ્યો હોય છે, તો તેની પછી પ્રશ્નચિહ્ન મુકાય છે:—જેમકે, હિંદુસ્તાન કોનું રાજ્ય છે? હિંદુસ્તાનમાં અંગ્રેજ લોકો ક્યારે આવ્યા?

જ્યારે પ્રશ્નાર્થ વાક્ય પેટાવાક્ય હોય, ત્યારે પ્રશ્નાર્થચિહ્ન મુકાય નહિ:—જેમકે, 'હિંદુસ્તાનમાં કોનું રાજ્ય છે એમ શિક્ષકે મને પૂછ્યું.' પણ પ્રશ્નાર્થ વાક્ય છેલ્લું આવતું હોય તો તે પછી પ્રશ્નચિહ્ન મુકાય; જેમકે–શિક્ષકે મને પૂછ્યું કે હિંદુસ્તાનમાં કોનું રાજ્ય છે?

**ઉદ્ગારચિહ્ન:**—એક અથવા અનેક શબ્દથી કે કોઈ વાક્ય ઉપરથી હર્ષ; શોક આશ્ચર્ય. વગેરેનો બોધ થતો હોય, તો તેને છેડે ઉદ્ગારચિહ્ન મૂકવામાં આવે છે; જેમકે–' અરેરે! તે મોડો આવ્યો એ કેટલું બધું ખોટું!' 'તેના શબ્દો સાંભળી હું તો દિગજ થઈ ગયો!' સંબોધનને છેડે પણ ઉદ્ગારચિહ્ન આવે છે; જેમકે—અરે રાજા! તને શું થયું?'

**અવતરણચિહ્ન:**—બીજા કોઈના વિચાર અથવા બીજા કોઈનું બોલેલું કે કહેલું તેનાજ શબ્દોમાં દર્શાવવું હોય, તો તે શબ્દોની પહેલાં

અને પછી " " આવાં અવતરણચિહ્ન મુકાય છે. વચ્ચે કોઈ ત્રીજાના બોલેલા શબ્દો આવતા હોય તો તે ' ' આવાં ચિહ્નમાં મુકાય છે. જો વાક્ય નાનું સરખું હોય અથવા એક શબ્દ કે શબ્દસમૂહ હોય, તો માત્ર ' ' આવાં ચિહ્નો મૂકવામાં આવે છે. કોઈ શબ્દ શબ્દ તરીકે વાપરવામાં આવે તો ' ' આવાં ચિહ્ન મુકાય છે.

**કૌંસ:**—કોઈ વાક્યનો અર્થ સ્પષ્ટ જણાવવા માટે વાક્યની સાથે ખાસ સંબંધ ન હોય એવી હકીકત વચ્ચે લાવવામાં આવે છે. એ હકીકત એવી હોય છે, કે તે બાતલ કરી હોય તો તેથી વાક્યના અર્થમાં કંઈ ફેર પડતો નથી. આવી હકીકત [ ] આવા અથવા ( ) આવા કૌંસમાં મુકાય છે; જેમકે રાજ્યનો ખરો વારસ શિવાજી (એટલે સંભાજીનો છોકરો) તે વખતે માત્ર છ વરસનો હતો, તેથી રાજ્યનો બધો કારભાર તેનો કાકો રાજારામ ચલાવતો હતો.

**અપસારણચિહ્ન:**—હકીકત લખતાં લખતાં તે હકીકતને વધારે સ્પષ્ટ કરવાને અથવા વચમાં સૂઝી આવેલા વિચાર દર્શાવવાને તેની પહેલાં—આવું, અને પછી પણ—આવું, એવાં ચિહ્નો મુકાય છે. આ ચિહ્નો અપસારણચિહ્નો કહેવાય છે. જેમકે 'આપણે અનેક ભાષા બોલનારા—ગુજરાતી, સિંધી, પંજાબી, બંગાળી—એકજ દેશના છીએ.'



સમાપ્ત.